રાજ્ય લેખમાળા નં.૨૦

# લોકશાસન.



હોમ રૂલ લીગ,
૨૫૧, હૉર્નબી રોડ, કોટ–મુંબઇ.

કીમત બે આના.

પ્રત ૨૦,૦૦૦ ] [ જાનેવારી ૧૯૧૯.

Printed by M. N. Kulkarni, at the Karnatak Printing Press,
No. 434, Thakurdwar, Bombay,
and Published by Umar Sobani, 251, Hornby Road,
Fort, Bombay.

# લોકશાસન.

## ૧

## યુગધર્મ.

આ જમાનાનો યુગધર્મ લોકશાસન છે. પ્રજાઓનો જીવનમન્ત્ર, દેશેદેશની પ્રગતીનું અંતિમ લક્ષ્ય, મ્હોટાં યુધ્ધો અને રાજ્યક્રાંતિનું મહા-કારણ—એ લોકશાસન છે. આપણે જાણ્યે અજાણ્યે એ ધર્મ સ્વીકારવો પડે છે; આપણે સમજીયે કે નહીં, પણ આપણી ચારે પાસ તે ગર્જના કરી રહ્યો છે.

અત્યારે આપણને, બ્રિટિશ સામ્રાજ્યને, આખી દુનીયાને તે ધર્મ પ્રેરી રહ્યો છે. યુરોપમાં ચાલી રહેલું દારૂણ યુદ્ધ એ યુગધર્મ સિદ્ધ કરવા માટે છે; બ્રિટિશ સામ્રાજ્યનો પાયો એ શાસન પર રચાયો છે; આપણું રાષ્ટ્રીય જીવન એનાથી ઉછળી રહ્યું છે.

જર્મન આપખુદી સત્તાનું, સ્વચ્છંદી લશ્કરી વર્ગના જુલ્મી શાસનનું સદન છે, એમ આપણે માનીએ છીએ. એ દેશની ગગનચુમ્બી મહેચ્છાઓ તોડી પાડી, સ્વાતન્ત્ર્ય અને લોકશાસનનો વિજયવાવટો આલમપર ઉડાડવા આ બધું થાય છે; બેલ્જીયમ નામ માત્ર બની રહ્યું છે; રંહેસાઇ રહેલું ફ્રાન્સ—સંસ્કાર અને શૌર્યનું સ્થાન—અડગ બની ઉભું છે; બ્રિટિશ સામ્રાજ્ય તન, મન અને ધનનો ભોગ આપ્યું જાય છે; ત્રાહિત અમેરિકાએ—મૂર્તિમાન લોકશાસન સમી મહાપ્રજાએ—બળતા દાવાનળમાં ઝંપલાવ્યું છે; આપણે આપણા વીર પુત્રોની, આપણા રંક દેશના બચેલા ધનની આહુતિ આપીએ છીએ. લોકોનું સ્વાતન્ત્ર્ય છીનવવા જર્મની તૈયાર છે; પ્રેસીડેન્ટ વિલ્સને "બળથી" તે લોકશાસનના શત્રુને ડારવા જયઘોષ કર્યો છે. "જ્યાંસુધી—" અંગ્રેજી મુખ્ય પ્રધાન લૉઇડ જ્યોર્જે કહ્યું હતું, "દુનિયાપર સ્વાતંત્ર્યની પુનર્સ્થાપના થાય નહિ ત્યાંસુધી અમ્હે

લડીશું. તે પહેલાં અમ્હે લડાઇમાંથી વિરમીશું એમ જર્મનો માનતા હોય તો તે ત્હેમનો મોહ છે."

આ શબ્દો બ્રિટિશ સામ્રાજ્યના નાયકને છાજે એવા છે; કારણ કે એ સામ્રાજ્યનો આત્મા પણ લોકશાસન છે; એ આટલા વર્ષ ટક્યું, આટલી મહત્તા પામ્યું ત્હેનું પણ કારણ એજ. હિન્દમાં અધિકાર ભોગવતો અંગ્રેજી વર્ગ પોતાને ત્હેના સ્તંભરૂપ માને છે. શું અજ્ઞાન ! એ વર્ગના આદર્શો માટે એ સામ્રાજ્યમાં સ્થાન નથી. એની રચના નથી થઈ 'જો હુકમી' સિદ્ધાંતોને આધારે—નથી રાખવામાં આવ્યા તેમાં મન, વાણી કે કર્મના સ્વાતન્ત્ર્યને છુંદી નાંખનારા કાયદાઓ—નથી પૂરાયા એમાં નિરંકુશ વર્ગની સત્તાના ચિત્રવિચિત્ર રંગો. ઇંગ્લંડના આપખુદી રાજા પહેલા ચાર્લ્સને ફાંસી દઈ, પ્રજાસત્તાક રાજ્યતન્ત્ર સ્થાપનાર રણવીર ક્રોમવેલે આ સામ્રાજ્યનો પાયો નાંખ્યો છે; લોકની મહત્તાની મૂર્તિસમા, સામાન્ય વર્ગના પ્રતિનિધિ વીલીયમ પીટ્ટ ત્હેનું ચણતર શરૂ કર્યું છે. હેમ્પડન, પીમ અને મિલ્ટનના સ્વાતન્ત્ર્યના સિદ્ધાંતની એમાં નકશી છે; વૉરન હેસ્ટીંગ્સના જુલ્મનો જવાબ લેનાર બર્ક, સડતા ઇટાલીની વ્હારે ધાનાર ગ્લેડસ્ટન, ગ્રીસના સ્વાતન્ત્ર્ય માટે પ્રાણ અર્પનાર બાયરન, વૃદ્ધાવસ્થામાં પણ હિન્દ ખાતર 'ઇટર્નમેન્ટ' સહેનાર બીસેન્ટ—આ સ્વાતન્ત્ર્યયુદ્ધના સુભટોની એમાં કારીગીરી છે. એની પાર્લામેન્ટ એ પૃથ્વીપરના પ્રજાસત્તાક રાજ્યમંડલોની માતા છે; ત્હેનો ઇતિહાસ તે અનન્તકાલના મન્દિરમાં સંભળાઇ રહેલી લોકશાસનની ગર્જનાનો પડઘો છે.

એ પડઘાથી લોકશાસનના આપણા સંસ્કારો પણ સચેત થયા છે. ઐતિહાસિક દુઃખો સહન કરી રહેલા ભારતના હૃદયમાં જુની ઊર્મિઓ નવે સ્વરૂપે પ્રગટી છે. ત્હેમાં ઐક્ય આવ્યું છે; રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટી છે; ત્હેના અંગેઅંગમાં યુગધર્મનો સંચાર થયો છે—પરિણામે, આપણે સ્વરાજ્ય માંગીએ છીએ.

એ સ્વરાજ્યની પ્રસરતી અભિલાષા ગામેગામે પ્હોંચી વળી છે; વ્યાસપિઠો અને ખબરપત્રો ગજવે છે; રાષ્ટ્રીય મંડલોને એક ભાવનાએ પ્રેર્યા છે. એ અભિલાષા, કોંગ્રેસ–લીગની યોજના–હોમરૂલની યોજના, એ નામે ઇતિહાસમાં અમર થઈ ચૂકી છે. એ યોજનાનું મૂલ લોકશાસન છે એ ત્હેના મુખ્ય સિદ્ધાન્તો જોતાં માલુમ પડે છે. એ સિદ્ધાંતો ઘણા સરલ છેઃ—

૧ આપણી ગ્રામ્ય પંચાયતોથી માંડીને વાઇસરોયની ધારા સભા સુધી બધા રાજકીય મંડલોમાં લોકોનાજ ચુંટેલા પ્રતિનિધિઓનો વધુ મત હોવો જોઇએ.

૨ જે અમલદાર વર્ગ દેશમાં હકુમત ચલાવે છે તે, ઉપર લખેલાં મંડલોને તાબે હોવો જોઇએ.

આ સિદ્ધાંતો લોકશાસન પ્રાપ્ત કરવાના પગથીયાંજ છે તે આગળ સ્પષ્ટ થશે; અને તે આપણાં રાજ્યતન્ત્રમાં સ્વીકારાય એ આપણો પ્રયત્ન છે. એ પ્રયત્ન તે યુગધર્મ સિદ્ધ કરવાનું પ્રથમ પગલું છે; અને તે પ્રયત્નથીજ આપણે આગળ વધતી સૃષ્ટિ જોડે એકતાનતા પામીશું. જે લક્ષ્ય માટે મારશલ ફ્રૉક ફ્રાન્સમાં લડે છે, જે લક્ષ્ય માટે સંગ્રામમાં લોહિની નદીઓ વહે છે, તેજ લક્ષ્ય માટે આપણે સ્વરાજ્ય માંગીએ છીએ. તે લક્ષ્ય લોકશાસનનો વિજય.

---

## ૨

## ત્હેનાં પ્રાચીન સ્વરૂપો.

લોકશાસનનો અર્થ અત્યારે ' લોકનીજ સત્તાથી ચાલતું રાજ્યતત્ર ' એવો કરવામાં આવે છે. પણ ઇતિહાસકાલમાં ત્હેના અનેક અર્થ થયા છે; એનો અંગ્રેજી શબ્દ Democracy પણ કોઈ વખત ભાવનાના અર્થમાં તો કોઇ વખત રાજ્યતન્ત્રના અર્થમાં વપરાય છે.

લોકશાસનની ભાવના આજ જમાનામાં સમજાઇ છે એ માન્યતા ભૂલ ભરેલી છે. ભૂતકાલમાં પ્રજાઓને, અને મહાત્માઓને ત્હેનાં ઝાંખાં સ્વપ્નાં આવતાં હતાં; અને સ્વપ્નાંઓ સ્પષ્ટ થયાથીજ લોકશાસન રાજ્યતંત્રની પદ્વીપામી શક્યું.

આ અસ્પષ્ટ સ્વપ્નામાં બે દૃષ્ટિબિન્દુઓ સમાતા હતાં—૧ જનસમૂહની મહત્તા અને ગૌરવ—૨ દરેક વ્યક્તિની વ્યક્તિ તરીકે મહત્તા અને ગૌરવ. છેક શરૂઆતમાં ધર્મશાસ્ત્રોમાં, કવિતામાં, તત્વજ્ઞાનમાં જુદે જુદે વેશે એ દૃષ્ટિબિન્દુઓએ દેખા દીધી. વેદે કલ્પેલું વિરાટસ્વરૂપ; ગીતાએ ગાયેલું સર્વ કર્તવ્યનું પરમ ધ્યેય 'લોક સંગ્રહ'; બુધ્ધે સરજાવેલો 'સંઘ';

ખ્રીસ્તે આદરેલી જનસમાજ માટે પ્રાણ આપવાની ઉત્સુકતા; મહમ્મદે પ્રસારેલી સામાજીક સમાનતા—આ અને એવી અનેક ભાવનાઓમાં એ બે દૃષ્ટિબિન્દુઓ નજરે ન્હડે છે; અને એ બે જેમ જેમ ધર્મ અને તત્વજ્ઞાનન શિખરો છોડી,–પતિતપાવની ગંગાની માફક–સામાન્ય જીવનની સપાટીાં ઉપર ઉતરવા લાગ્યાં તેમ તેમ લોકની સત્તાની શરૂઆત થવા લાગી.

## આર્યાવર્ત.

અને આ શરૂઆત આપણે અહિંયા થઈ હોય એમ ભાસે છે. આ દેશમાં એક સંપ્રદાય એવો છે કે જેનો હેતુ આપણે લોકશાસન મ.ટે નાલાયક છીયે એમ ઠેરવવાનો છે. ઇતિહાસના સંશોધને તે સંપ્રદાયને જુઠે પાડયો છે. લોકશાસન જેવું પ્રાચીન આર્યાવર્તમાં હતું તેવું ગ્રીસ શીવાય બીજા કોઈ દેશમાં તે વખતે નહોતું.

આપણે ત્યાં પ્રાચીન સમયમાં રાજા નામનોજ સર્વસત્તાધિશ કહેવાતો; ખરૂં જોતાં ત્હેની સત્તા ઘણી નિયંત્રિત હતી. ત્હેનું પહેલું કર્તવ્ય પ્રજાની સેવા ગણાતી; ત્હેની ઇચ્છા સદાએ વૃદ્ધ મંત્રીમંડલને આધીન રહેતી; તે ધર્મ, સંસ્કૃતિ, કે યુદ્ધપદ્ધતિ બદલી શકતો નહિં કારણ કે તે બ્રાહ્મણો અને ક્ષત્રિયોના હાથમાં હતાં; તે આંતરવ્યવહારમાં માથું મારી શકતો નહિં કારણ કે શહેરો અને ગામડાંઓમાં પંચાયતોનું પ્રજાસત્તાક રાજયતન્ત્ર ચાલતું.

ગમે તેવો પ્રતાપી રાજા લોકોની સમ્મતિ વિના પોતાનો વારસ પણ નીમી ન શકે એવી રાજયનીતિ હતી એમ લાગે છે. દશરથ રાજાએ રામચંદ્રને યુવરાજપદ આપવાનો વિચાર કર્યો ત્યારે “ બ્રાહ્મણો અને સેનાનાયકો સહિત **નગરજન અને પ્રાંતોના રહીશ** સાથે મન્ત્રણા કરી; અને સર્વે અનુમત થયા પછી, દરેકે પોતાના મનમાં વિચાર કર્યો. ત્યાર પછી બધાએ દશરથને કહ્યું “ કે તેઓ રામને યુવરાજ સ્વીકારવા ખુશી છે.” આ ઉપરથી વસિષ્ટમુનિએ રાઘવને કહ્યું “ લોકોએ ત્હને રાજા તરીકે સ્વીકારવાની ઇચ્છા દર્શાવી છે; તેથી હે વત્સ! હું ત્હને યુવરાજ સ્થાપું છું.”[૧]

ચન્દ્રગુપ્ત જેવા પ્રતાપી રાજાના વખતમાં ત્હેના “ પાટ નગર પાટલી પુત્રનો કારભાર માટે પણ ત્રીશ જણની બનેલી સુધરાઈની યોજના કર-

---

૧ રામાયણ કાંડ ૨–( ૩ )—( ૬ ).

વામાં આવી હતી, અને યુદ્ધસભાની માફક પાંચ પાંચ સભ્યોનાં ૭ મંડલ અથવા કમીટી કરવામાં આવી હતી. આ મંડલો સામાન્ય લોકમાન્ય (unofficial) પંચાયત, કે જેથી દરેક ન્યાત અને ધંધો હિન્દમાં પરાપૂર્વેથી પોતાની આંતરવ્યવસ્થા કર્યાં જાય છે, ત્હેનાં રાજ્યે સ્વીકારેલાં સ્વરૂપો ગણાય. "૧

"એ તો સ્પષ્ટજ છે કે પ્રાચીન હિન્દમાં શહેર સુધરાઈ અને બીજી જાહેર સંસ્થાઓ પોતાના હદમાં મ્હોટી સત્તા ધરાવતી; ત્હેમની ફરજો, અંગ્રેજી અમલના હિન્દમાં સ્થાપવામાં આવેલી તેવીજ સંસ્થાઓના જેવી, ઘણે અંશે હતી. છતાં તે વધારે કઠણ કામ ઉપાડતી અને ત્હેનું કાર્યક્ષેત્ર વિશાલ હતું. તે સંસ્થા પોતપોતાની હદમાં દિવાની અને ફોજદારી અમલ ચલાવતી; ત્હેમના 'મુખ્યો'–કમીશનરો–ને ગેરવર્તણુક માટે શિક્ષા–જોઇએ તો દેશનિકાલ–પણ આપી શકતી; ત્હેનો હુકમ જો ગેરરીતે નહિં કરવામાં આવ્યો હોય તો રાજ્યસત્તા પણ કબુલ રાખતી. "૨

આ ઉપરાંત આપણી લોકસ્વાધીન ગ્રામ્ય વ્યવસ્થા પૂરાણાકાલથી તે અંગ્રેજી અમલદારોની વિનાશક રાજ્યપદ્ધતિએ ત્હેનાપર છરી ફેરવવા માંડી ત્યાંસુધી ચીરંજીવ રહી હતી. એ ન્હાના પ્રજાસત્તાક રાજ્યતન્ત્રો લોકશાસનના દુર્જય કોટો હતા.

"અસલના વખતમાં હિન્દમાં એવી રાજ્યસત્તા હતી કે જે લોકો પાસે લીધેલા ધનપર જીવતી. આ સત્તાના માલિકો કર નાંખતા; સ્વેચ્છાએ એક બીજા સાથે વઢતા. પણ આંતર શાસન તો દરેક ગામનું ગામલોકજ કરતું; અન પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે પોતાનો રીત રીવાજ બદલવાનો અધિકાર લોકોનોજ રહેતો. "૩

આપણા દેશની પ્રાચીન શાસનપદ્ધતિ વર્ણવતાં એક ગુજરાતી વિદ્વાન લખે છે કે "એકમેકથી સ્વતન્ત્ર, પોતાનો કારોબારી તેમજ દિવાની અમલ પોતેજ ચલાવતાં, ન્હાનાં પ્રજાસત્તાક રાજ્યતન્ત્ર અથવા ગ્રામ્ય સંસ્થાનો મુખી–તે રાજા. ગામલોકો અમુક અંશે પોતાનો કારભાર ચલા-

---

1 Vincent Smiths History of India.

2 From Pundit R. S. Shastri's Essay quoted in Towards Home Rule by R. Chaterjea

3 H. R. H. Elliot quoted in Towards Home Rule.

વતા; મહાજનો, ન્યાતો, અને કુટુંબો પણ એમ કરતાં; અને અવશેષ રહેલી સત્તાજ રાજા ભોગવતા. "[1]

આટલુંજ નહિ, પણ કેટલાક શુદ્ધ—રાજા વિનાના-લોકસત્તાક રાજ્યતન્ત્ર પણ હિન્દમાં હતાં, જે શ્રેણી અને ગણને નામે ઓળખાતાં. વાજીઅન નામના પ્રતાપી લોકમાં આવું રાજ્યતન્ત્ર હતું તે વિષે બુદ્ધ ભગવાન કહે છે. "હે આનંદ! જ્યાંસુધી વાજીઅનો વારંવાર સંપૂર્ણ સભાઓ ભરે છે ત્યાંસુધી ત્હેમનું અધઃપતન થવાનું નથી. પણ ઉલટા તેઓ સમૃદ્ધિવાન થશે. "[2]

પણ આવા લોકશાસનના શુદ્ધ અપવાદો ન ગણતાં, આપણા દેશમા ત્હેની સામાન્ય ભાવનામાં નીચેનાં દષ્ટિબિન્દુ દેખાતાં:—

૧ જોકે રાજા અને પ્રજાનો સંબંધ અદષ્ટ ન્હોતો થયો છતાં, રાજા તેમજ બીજી બધી સંસ્થાઓ લોકોનેજ માટે છે એવો સ્પષ્ટ ખ્યાલ હતો. જનસમાજની મહત્તા સ્વીકારાતી.

૨ રાજાથી માંડીને બધો અમલદાર વર્ગ પેઢીધર હતો, અને દરેકની હકુમત એવી પ્રણાલીકાઓથી.જકડી લેવામાં આવી હતી કે જેથી સ્વચ્છંદ આચરણ અશક્ય થઇ પડે. ત્હેમની હકુમતનું ક્ષેત્ર ઘણુંજ ન્હાનું હતું.

૩ લશ્કરની, કે બહારની વ્યવસ્થા શીવાય બીજા બધાં ક્ષેત્રોમાં ગામ અને ન્યાતની પંચાયતોનીજ સત્તા હતી. ગામ અને ન્યાત એ બે સ્વતંત્ર અને આત્મનિષ્ઠ, લોકનાજ શાસનથી ચાલતી સંસ્થાઓ હતી.

૪ દરેક વર્ણના લોકોનો એકમેક પર એવો આશ્રય હતો અને દરેક વર્ણની પોતપોતાનામાં એવી સમાનતા હતી કે—યુરોપીય અર્થમાં સમાનતા ન્હોતી છતાં લોકશાસનની નેમ સચવાતી.

આ કારણોથી યુરોપીય દષ્ટિબિન્દુઓનો અભાવ હતો છતાં, આ દેશમાં લોકશાસન અસલથી હતું, અને ઘણે અંશે અંગ્રેજના અમલસુધી આપણે તે સાચવી રહ્યા હતા.

## ગ્રીસ.

ભૂતકાલમાં જેમ હિન્દમાં લોકશાસન હતું તેમ ગ્રીસમાં પણ હતું; અને તે દેશના એથેન્સ શહેરમાં તે સંપૂર્ણ કલાએ પ્હોંચ્યું હતું.

---

1 Uttamlal. K. Trivedi's Constitutional Theory of Hindu Law.

2 Rhys' David's Buddhistic Suttas.

એથેન્સ તે યુરોપનું કાશી છે. એક લેખક લખી ગયો છે કે "જેને આ પાશ્ચાત્ય ચેતન કહીએ છીએ તે ગ્રીક ચેતનનો માત્ર પુનર્જન્મ છે" ઇસ્વી સન પૂર્વે થઈ ગએલા એક નગરના જીવને, તત્વજ્ઞાન અને રહેણીકરણીએ, વિચાર અને શૈલીએ યુરોપની સંસ્કૃતિ, રાજ્યપદ્ધતિ, અને સાહિત્ય પ્રેર્યાં છે; અને આ જમાનાની લોકશાસનની ભાવનાનું મૂલ પણ તે શહેરની રાજકીય સંસ્થાઓ છે.

એથેન્સમાં રાજા પ્રજાનો સમ્બન્ધજ ન્હોતો: ત્યાં માત્ર લોકજ હતા,—રાજ્ય લોકસત્તાક હતું. ત્હેનો કોઇપણ માલીક નથી એમ કહેવામાં ત્હેના નાગરિકો મગરૂરી માનતા હતા.

હાલનાં પ્રજાસત્તાક રાજ્યતન્ત્રો રાષ્ટ્ર, મ્હોટો દેશ, વિશાળ પ્રજા વિના ટકી શકતાં નથી, અને તેથી તે અશુદ્ધ—પ્રતિનિધિઓ મારફતે ચલાવાતી સંસ્થાઓ છે. ગ્રીસમાં રાજ્યતન્ત્રનું સ્થાન માત્ર એકેકું શહેરજ હતું. ત્ય દરેક શહેર એક જુદી રાષ્ટ્રીય વ્યક્તિ હતું. આ કારણથી એથેન્સમાં શુદ્ધ લોકશાસન હતું; વીશ વર્ષની ઉપરના બધા શહેરીઓ " એકલેસીય. નામની સભામાં મળતા અને વધુ મતે બધો રાજ્યકારભાર ચલાવતા એ સભાની સત્તા સમ્પૂર્ણ અને સર્વગ્રાહી હતી. તે સન્ધિ અને વિગ્રહન ઠરાવો કરતી અને એલચીઓને સાંભળતી, અમલદારો અને સેનાપતિએ નીમતી અને ત્હેના પગાર નક્કી કરતી, લશ્કરી અને દરીઆઈ ફોજોની વ્યવસ્થા કરતી, ધર્મ અને ઉપજ ખરચના સામાન્ય સવાલોનો નિર્ણય આણતી, અને જરૂર પડે વ્યક્તિઓની જાહેર વર્તણુક સ્હામું ફરીયાદો પણ સાંભળતી.

બીજી સંસ્થા "સેનેટ"ની હતી. ત્હેમાં ૫૦૦ સભ્યો હતા. તે સભ્યો દર વર્ષે ચુંટાતા; અને "એકલેસીયાનું કામ" પાર ઉતારવાની ફરજ ત્હેમની હતી. એ સભ્યોમાનાં પચાશ પચાશની દશ કમીટીઓ થતી; અને તે કમીટી વર્ષમાં ૩૬ દિવસ અમલ ચલાવતી.

ત્યાંના અધિકારીઓ 'આર્કોનો' માત્ર લોકસેવક હતા. અધિકારી માત્ર ચુંટાતા નહિ; પણ દરેક જણ વારાફરતી નીમાતું. ત્રીશ પાંત્રીશ હજારની વસ્તીમાં ૧૯૦૦ અધિકારપદ હતાં, એટલે અધિકારી થવાનો લ્હાવો સોળ વર્ષે દરેક શહેરીને આવતો.

એથેન્સના લોકશાસનમાં નીચે પ્રમાણેનાં લક્ષણો હતાં.

૧ એથેન્સનો જનસમૂહ પોતાને 'લોક' તરીકે માનતો. આ વિચાર સમજવા માટે પ્રજા અને લોક વચ્ચેનો ભેદ યાદ રાખવો જરૂરનો છે. જ્યાં રાજા હોય, ત્યાંજ પ્રજા હોય. જ્યાં જનસમૂહ પોતે રાજ્યતન્ત્રનો માલિક હોય, સર્વ સત્તાનું મૂલ હોય, તો તે લોક–રાજ-લોક–Sovereign people કહેવાય. લોકશાસનનું આ પ્રથમ લક્ષણ એથેન્સમાં પુરેપુરૂં હતું.

૨ પહેલા લક્ષણના પરિણામરૂપે એમ ગણાતું કે અધિકારી વર્ગ રાજ-લોકનો સેવક છે; પોતાના અધિકાર માટે લોકની સમ્મતિપર આધાર રાખે છે.

૩ નાગરીકોની સમાનતા–તેમના સરખા હકકો છે એ ખ્યાલ–પુરેપુરી રીતે સ્વીકારાતો. "એકલેસીયા"માં દરેકને બોલવાની છુટ હતી, દરેક અધિકારી થતો–આ બધાથી આ સમાનતા સચવાઇ રહેતી. પણ આ સમાનતા માત્ર નગરજનોનીજ હતી. ત્યાં લાખ **ગુલામો** સદાને માટે હક વિનાના બની શહેરીઓની સેવા કરતા.

એથેન્સનુ મુત્સદ્દીપણું અપૂર્વ હતું. તેણે ઉભી કરેલી ભાવના હજુ ઘણે અંશે તેવીને તેવીજ, રાજ્યતન્ત્રોમાં દાખલ કરવામાં આવે છે; અને જેટલે અંશે તે દાખલ થાય છે તેટલેજ અંશે તે રાજ્યતન્ત્ર સમ્પૂર્ણ કલાએ પ્હોંચ્યું ગણાય છે.

હિન્દના ગામોનાં અને એથેન્સનાં રાજ્યતન્ત્રો ઘણે અંશે જુદાં હતાં–છતાં તેમાં કેટલીક સમાનતા હતી. આ બેની સરખામણી એ મોહક વિષય છે. બંને સ્વતન્ત્ર, આત્મનિષ્ઠ હતાં, બંને ઘણે અંશે પ્રજાસત્તાક હતા. પણ એકે–ઐતિહાસીક કારણોને લીધે–રાજ્યની બાહ્ય વ્યવસ્થા રાજાઓને સોંપી હતી, બીજા એ લોકોના હાથમાં જ રાખી હતી. હિન્દમાં વર્ણવિભાગ હતો; વર્ણોના આંતરવ્યવહારમાં સમાનતા હતી; વર્ણોનો એકમેકપર સંપુર્ણ આશ્રય હતો; ત્હેણે રસાકસીનું ભયંકર સંઘટ્ટન છોડી, શાંતીનું સુખ સ્વીકાર્યું હતું. ગ્રીસમાં, લોકોમાં બે વર્ણ હતા–શહેરી અને ગુલામ. એકમાં સમાનતા હતી, સ્વાતન્ત્ર્ય હતું, બીજા સદાને માટે પરાધીન હતા. બંન્ને વર્ણોમાં અવિશ્વાસ હતો. શહેરીઓમાં સદાયે રસાકસી ચાલતી; ત્હેને પરિણામે જીવન ઉછળતું રહેતું, રજોગુણી રહેતું. હિન્દી લોકશાસન પરદેશી હુમલા છતાં હજારો વર્ષ ટકી શક્યું; ગ્રીસનું, પહેલે હુમલે વિનષ્ટ થઈ ગયું.

પડોશના રાજાએ—પછી રોમે, ગ્રીસનું સ્વાતન્ત્ર્ય છુંદી નાંખ્યું; રોમમાં જે કાંઈ લોકશાસન હતું તે પણ ગયું; જંગલી હુન અને ટયૂટનોના હુમલાઓએ પ્રજાસત્તાક સંસ્થાઓના બીજ ઉખેડી નાંખ્યાં. યૂરપપર મધ્યકાલીન અન્ધકારનો—ભાવનાહિન રાજ્યતન્ત્રોનો પડદો પડયો.

---

૩

# લોકશાસનના વિજયસ્તંભો.

## ઈંગ્લંડમાં રાજ્યક્રાંતિ.

આ ઘોર તિમિરના ભયાનક પડદા તોડી બ્હાર નીકળવા લોકશાસનની ભાવનાને અનેક સૈકાઓ સુધી મથાપણ કરવી પડી; અનેક રાજ્યોને ઉથલાવ્વાં પડ્યાં; લાખો માણસનો ભોગ આપવો પડયો.

ચૌદમા સૈકામાં દેવના દુંદભીનો નાદ સંભળાવા લાગ્યો, લોકસત્તાના પ્રભાતના ઉગતાં કિરણો જણાવવા માંડ્યાં. ગૅલીલીઓએ વિજ્ઞાનશાસ્ત્ર શરૂ કર્યું; માર્ટીન લ્યૂથરે નવો પંથ કહાડયો; ગટનબર્ગે છાપવાની કળા શોધી કહાડી. એકે અજ્ઞાનતા છોડાવી; બીજાએ ધર્માંધતા; ત્રીજાએ જ્ઞાનનો પ્રસાર સ્હેલો બનાવ્યો. અજ્ઞાનપર, નિર્બલતાપર, અન્ધકારપર રચાયેલાં રોમન કેથોલીક ધર્મ અને ફ્યુડલ સીસ્ટમની સ્વચ્છંદી રીતિઓમાં સ્વાતંત્ર્ય અને સમાનતાનો પ્રવેશ થયો.

લ્યૂથરનો જીવનમંત્ર બુદ્ધિસ્વાતન્ત્ર્ય હતો. શામાટે માણસે પોતેજ ધર્મનો અર્થ ન કરવો અને પાદરીઓએ કરેલો અર્થ સ્વીકારવો? શા સારૂ પોપની સત્તા ઇશ્વરદત્ત ગણવી? આ પ્રશ્નો માટે ત્હેણે યુદ્ધ આરંભ્યું; અને ત્હેના અનુયાયીઓ—"પ્રોટેસ્ટંટસ્"—માનસિક સ્વાતન્ત્ર્ય અને નવા વિચારના હિમાયતીઓ થયા. ધર્માંધતા અને આ પંથ વચ્ચે યુદ્ધ થવા માંડયું—અને નવા યુગની શરૂઆત થઇ.

આ પંથે પહેલો વિજય હોલાંડ દેશમાં મેળવ્યો; અને મહામહેનતે ત્યાંના લોકોએ સ્વાયત્તશાસન મેળવ્યું. ત્હેમને લોકશાસનની ભાવના કરતાં પોતાનો ધર્મ પાળવાની સુગમતાએ વધારે પ્રેર્યા હતા; અને યૂરપમાં જુનો સંપ્રદાય સબળ હોવાથી, નવા પંથે સ્વીકારેલા બુદ્ધિસ્વાતંત્ર્યને

રાજકીય બાબતોમાં પ્રસરતાં વાર લાગી. પણ એ પંથ ઈંગ્લંડમાં સબળ થવા પામ્યો; અને ધાર્મિક સ્વાતન્ત્ર્યના જુસ્સાનું રાજકીય રૂપાંતર થયું.

તે જમાનામાં, યૂરોપીય રાજ્યનીતિ પ્રમાણે રાજાને સર્વ સત્તાનો ઇશ્વરદત્ત અધિકાર છે એમ મનાતું. અને જે અંગ્રેજી પ્રજાએ "ચર્ચ" ની ધાર્મિક સત્તા તોડી તે પ્રજા રાજાની "ઇશ્વિરદત્ત" કહેવાતી, સ્હામું ન થવાય એવી, પવિત્ર મનાતી સત્તા સહી ન શકયા. ધાર્મિક સ્વાતન્ત્ર્ય ને રાજકીય સ્વાતન્ત્ર્ય વચ્ચે માત્ર એકજ ડગલું હતું—તે ત્હેમણે ભર્યું.

અંગ્રેજી પ્રજા વ્યવહારૂ છે. વ્યવહારૂ માણસ કકડે કકડે સુધારા કરે છે; ત્હેના જીવનમાં ભાવનાને સ્થાન નથી; ત્હેની બુધ્ધિમાં વિશ્વવ્યાપક નિયમો પેસતા નથી; તે તો જ્યાં ફાટેલું જુવે ત્યાં થીંગડું મારે. આ સ્વભાવને લીધે જ્યારે પહેલા ચાર્લ્સ રાજાએ બેહદ જુલ્મ કરવા માંડયો, જ્યારે તેણે પોતાના 'ઇશ્વરદત્ત અધિકાર' (Divine right) નો આશ્રય લેવા માંડયો, ત્યારે એ પ્રજાએ લોકશાસનનો વિચાર ન કર્યો, સ્વાતન્ત્ર્યની ભાવના સ્પષ્ટ કરી નહિ—પણ માત્ર જ્યાં તે અધિકાર અંકુશ વિનાનો દેખાયો ત્યાં અંકુશ મૂકવા માડયું.

ખરૂં જોતાં આ કાર્યો પ્રજાએ નહિં કર્યાં પણ પાર્લામેન્ટ કરતી હતી. તે સંસ્થામાં તે વખતે પ્રજાની સત્તા ન્હોતી, માત્ર ત્હેનાં બીજ હતા. ખરી ખેંચાતાણી એ સભા અને રાજા વચ્ચે ચાલી; અને કર નાંખી પૈસા ભેગા કરવાનો અધિકાર પાર્લામેન્ટનો હોવાથી એ ખેંચાતાણીમાં તે ફાવી. આ તોફાન કયા વિષયને લીધે વધ્યું ત્હેનો ખ્યાલ પાર્લમેંટે સ્વીકારેલો નીચેના ઠરાવો આપશે.

"૧ જ્યાંસુધી કેદ કરવા માટે કે બંધી કરવા માટે કાયદેસર કારણ આપવામાં ન આવે ત્યાંસુધી કોઇ સ્વતંત્ર માણસને કેદ કરવો નહિં કે બંધનમાં રાખવો નહિ.

૨ રાજા કે પ્રીવીકાઉન્સીલના હુકમથી પણ કોઇને કેદ કરવામાં આવે કે બંધનમાં રાખવામાં આવે તો તે માગણી કરે તો "હેબીઅસ-કોર્પસ"નો હુકમ તેને આપવો (એટલે તેની કાયદેસર તપાસ થઇ શકે).

૩ જો હુકમમાં, કેદ કરવાને માટે કે બંધનમાં રાખવા માટે કાંઇ કારણ જણાવવામાં ન આવે તો તેને છોડી મૂકવો; નહિ તો તેને જામીનપર છોડવો.

૪ દરેક સ્વતન્ત્ર માણસનો અસલ અને નિર્વિવાદ અધિકાર એ છે કે તેની માલમીલકતનો તે પૂર્ણ અને સ્વતન્ત્ર માલીક છે. અને કોઇ પણ કર, લોન, અથવા બેનીવોલન્સ ( કરના પ્રકારો ) પાર્લામેન્ટના કાનૂનની રજા શીવાય રાજા અથવા પ્રધાન લઈ શકે નહિ." ૧

ચાર્લ્સ રાજા નમતું આપતાં શીખ્યો ન્હોતો. તેના પ્રધાનોનો તોર બેહદ હતો; તેમને લોકોની પરવા હતી નહિં. પરિણામે દેશમાં બે પક્ષ પડયા. અમીરો, પાદરીઓ રાજા તરફ ગયા; લોકોએ પાર્લામેન્ટની સત્તાને ટેકો આપ્યો. રાજા વિફર્યો.–પાર્લામેન્ટે કરેલી વીનતીઓ તિરસ્કારી. "તેના મિત્રોના પુરાવા પ્રમાણે, રાજાએ ધારાસભાનો અધિકાર ઝુંચવી લીધો, પાર્લામેન્ટની રજા વગર કરો લીધા, લોકોના ઘરોમાં બેકાયદેસર અને જુલ્મીરીતે લશ્કરી સીપાઇઓ રાખ્યા. રાજ્યનિયમ વિરૂધ્ધ, વાચાના સ્વાતન્ત્ર્ય ઉપર અંકુશ મૂકાયા વિના એક પણ પાર્લામેન્ટની બેઠક પૂરી થઇ નહિં; અરજ કરવાના અધિકારનો ભંગ થયો; સ્વચ્છંદી ચુકાદાઓ, બેહદ દંડ, અઘટીત કેદ એ પિડાઓ રોજની થઇ. "૨

આ સમયમાં નવા પંથનો એક ચૂસ્ત વિભાગ 'પ્યુરીટનોનો' હતો. એ વિભાગ હતો ન્હાનો, પણ તેના સભ્યો અડગ, નિસ્વાર્થી, ધર્મપરાયણ હતા; સૃષ્ટિમાં ઇશ્વરનું રાજ્ય ફેલાવવા માટે ઇશ્વરનિયુક્ત સુભટો પોતાને માનતા; અને તે રાજ્યનો પ્રસાર માત્ર ચાર્લ્સ રાજાથીજ અટકે છે એમ એમને ખાત્રી થઇ ગઈ હતી. આ પક્ષે આગેવાની કરી; રાજાએ તેને લશ્કરની મદદથી દબાવી દેવા માંડ્યા.

જ્યારે મનુષ્યો ભાવનારૂપજ બની રહે છે ત્યારે તેમાં દૈવી શકિતઓ પ્રગટે છે. તેમજ પ્યુરીટનોમાં થયું. એક અધોડ વયના વેપારીમાં વીરતા પ્રગટી; તેના દુર્જેય જુસ્સાથી લોકોમાં શૌર્ય આવ્યું. તેણે રાજાનો પીછો લીધો; 'ઇશ્વરદત્ત અધિકાર'ના લાલચુ ચાર્લ્સને હંફાવ્યો, હરાવ્યો, કેદ પકડયો, ફાંસી દીધો. ત્હેણે ઈંગ્લાંડમાં લોકસત્તાક રાજ્યતંત્ર સ્થાપ્યું–પોતે તેનો પ્રમુખ બન્યો. તેણે ઇંગ્લાંડમાં લોકશાસન સ્થાપ્યું–ઈંગ્લાંડની સત્તા માનનીય બનાવી–તેના સામ્રાજ્યનો પાયો નાંખ્યો–તેને નવા યુગનો નેતા બનાવ્યું; તે મહાત્મા–ઑલીવર ક્રૉમવેલ.

---

1 Lingard's History of England.

2 Macaulay on Milton.

તેના ગુજરી ગયા પછી, લોકોએ બીજાને રાજા ચાર્લ્સ ગાદી આપી, અને તેની લ્હેરી કારકીર્દીમાં પાર્લામેન્ટની સત્તા દઢ થઈ. તેના પછી તેના ભાઇએ પાછો 'ઇશ્વિરદત્ત અધિકાર' ચલાવવાનો મનસુબો કર્યો ત્યારે પાર્લામેન્ટે તેને ઉઠાડી મુકી, હોલાંડના પ્રમુખને ઈંગ્લાંડની ગાદી આપી.

ઇંગ્લાંડમાં લોકશાસનની સ્થાપના એ આ યુગનો પ્હેલો વિજય-સ્તંભ છે. તેની અસર આખા યૂરોપમાં થઈ, તેનો દાખલો ભવિષ્યની પ્રજાને મળ્યો; અને 'ઇશ્વરદત્ત અધિકાર'ના શોખીન રાજાઓના સિંહાસનો ડોળવા માંડ્યાં. આ રાજ્યક્રાંતી વખતે લોકશાસને નીચેના સિધ્ધાંતોનું સ્વરૂપ લીધું:—

૧ બધી સત્તાનો અધિકારી રાજા નથી. પણ પાર્લામેન્ટ પ્રજાનું પ્રતિનિધિ મંડલ છે અને રાજાના અધિકારને નિયમમાં આણવાનો હક્ક ધરાવે છે.

૨ કાયદેસર તપાસ વિના રાજા પ્રજાજનને શિક્ષા કરી શકે નહિ; કાયદેસર કારણ વિના તેની મીલકત લઈ શકે નહિ; અને પાર્લામેન્ટની રજા શીવાય કર નાંખી, તેની પાસે પૈસો લઈ શકે નહિ.

૩ રાજા જો આપખુદી સત્તા ચલાવે તો તેને બદલી નાંખવાની સત્તા પાર્લામેન્ટની છે.

આ સિધ્ધાંતો એ લોકશાસનની આધુનિક ભાવનાપર એટલી બધી અસર કરી છે કે ઇંગ્લાંડની રાજ્યક્રાંતિ એજ તેનું મૂલ છે, અંગ્રેજી પાર્લામેન્ટ એજ તેની માતા છે એમ કહ્યાવિના ચાલતું નથી. આ રાજ્ય-ક્રાંતીએ ઉભી કરેલી પવિત્ર ભાવનાને જોરેજ આ સામ્રાજ્ય ટકી રહ્યું છે એમ પણ કહ્યા વિના ચાલતું નથી.

## અમેરિકામાં રાજ્યક્રાંતિ.

લોકશાસનના દિગ્વિજયનો બીજો કીર્તિસ્તમ્ભ પણ અંગ્રેજી પ્રજાનો લાક્ષણીક સ્વાતન્ત્ર્યનો શોખ દેખાડે છે. વિલાયતમાં જેમ જેમ નવા પંથના સ્વતન્ત્ર વિચારના, ધર્મચુસ્ત પુરૂષોને જુલ્મ નડવા માંડ્યો તેમ તેમ તેઓ ઈંગ્લાંડ છોડી, અમેરિકામાં જઈ વસવા લાગ્યા. આવા આવનાર સ્વાતન્ત્ર્યપ્રેમી હતા; અમેરીકામાં જુની રાજ્યપધ્ધતિની પ્રણાલીકાઓ

હતી નહિ; કોઈ મ્હોટું અને કોઇ ન્હાનું, રાજા અને પ્રજા એવા ખ્યાલો હતા નહિ. ઇંગ્લાંડ દૂર હતું; તેના રાજાની માત્ર નામનીજ સત્તા ચાલતી હતી; તેના પ્રતિનિધિ તરીકે માત્ર ગવર્નરજ નીમાતો. આ કારણોથી લોકોમાં સ્વાતન્ત્ર્યનો જુસ્સો, જુલ્મી અંકુશનો ધિક્કાર, સમાનતાનો પ્રેમ, પોતાનો કારભાર પોતેજ ચલાવવાની કુશલતા—આ બધા ગુણ હતા.

ઇ. સ. ૧૭૬૪ ના અરસામાં ઇંગ્લાંડ સાત વર્ષના વિગ્રહમાં વિજયી નીવડયું. તે વખતે ગ્રેન્વીલ નામના પ્રધાને એમેરીકાનાં તેર સંસ્થાનો-પર સ્ટેંપનો કર નાંખી, લડાઇનો ખર્ચ વસુલ કરવાનો ઇરાદો રાખ્યો. આ કર નાંખવાના ઇરાદાથી અમેરીકાનાં સંસ્થાનોમાં અસંતોષ પેદા થયો; ત્હેમણે કહ્યું કે જે પાર્લામેન્ટની આમની સભામાં તેમના પ્રતિનિધિ નથી, **તે પાર્લામેન્ટ ત્હેમનાપર કાયદેસર રીતે કર કેમ નાંખી શકે ?** ગ્રેન્વીલ પોતાના અધિકારમાં મસ્ત હતો; સંસ્થાનોની અરજીઓને ફેંકી દઇ સ્ટેંપના કર વિષે વિલાયતની પાર્લામેન્ટમાં કાયદો પસાર કરાવ્યો.

અમેરીકાના લોકો ખળભળ્યા, ત્હેમની સભા મળી, આ કર સ્હામે ત્હેમણે વાંધો ઉઠાવ્યો. જ્યારે કર લેવાનો વખત આવ્યો ત્યારે કાયદો અમલમાં મૂકવો અશકય, થઈ પડયું; લોકોએ સ્ટેંપવાળા કાગળો વ્હાણ-માંથી ઉતારવા ન દીધા અને ઉતર્યા, તો તેને વેચનારાઓએ રાજીનામાં આપી દીધાં. પાર્લામેન્ટને આ વાતની ખબર થઇ; લોકનાયક પીટ્ટે આ કાયદો પાછે ખેંચી લેવાનું સૂચવ્યું. **પ્રતિનિધિ વિના કર કેમ નંખાય ?** ગ્રેન્વીલ ઘણો સ્હામો પડયો, કોઇ પણ બ્હાને કાયદો ચાલુ રાખવા સૂચવ્યું; ન હોય તો જોરજુલમથી કાયદાનો અમલ કરવાનું કહ્યું. પણ આખરે કાયદો પાછો ખેંચી લેવાયો.

ફરીથી બે વર્ષ રહી ટાઉન્શેન્ડે કાચ વિગેરે વસ્તુપર કર નાંખ્યો; ફરી તોફાન થયું; અંગ્રેજી ગવર્નરે લશ્કર ભેગું કરવા માંડયું. અમેરીક-નોએ કહ્યું કે અમારા પ્રતિનિધિ વિના કર પાર્લામેંટ ન નાંખી શકે; અને સ્હામું થયા. અંગ્રેજી પ્રધાનોએ બધા કર કહાડી નાંખ્યા; પણ પોતાની સત્તા અને પ્રતિષ્ઠા પૂરવાર કરવા ચહા ઉપરનો કર રાખ્યો. લોકો વિફર્યા; અંગ્રેજી માલ વાપરવો બંધ કર્યો; સરકારના પક્ષના માણસોને સતાવ્યા; ચહા લેવાની ના પાડી; ચહાની આવતી પેટીઓ દરીઆમાં

વિસર્જન કરી. જ્યોર્જ ત્રીજો–જે તે વખતે ઇંગ્લાંડનો રાજા હતો–તે જીદ્દી થયો–તેના અમલદારો, ગવર્નરો દૃઢ થયા; અને મેસેચુસેટ્સ સંસ્થાનની સભામાં સભાસદો ચુંટેલા નહિં પણ નીમેલા રાખવા એવો કાયદો કરાવ્યો. પહેલાંએ સભા ન્યાયાધિશો નીમતી હતી; તે સત્તા હવે ગવર્નરે પોતાના હાથમાં લઈ લીધી.

લોકો વધારે જીદ્દી થયા; નવા કાયદાને અમલમાંજ આવવા ન દીધો; સંસ્થાનોના પ્રતિનિધિનીઓએ કોંગ્રેસ બોલાવી પોતાના હક્કનું જાહેરનામું બ્હાર પાડયું; અને જ્યાંસુધી અંગ્રેજી સરકાર ત્હેમના તે હકો આપે નહિ ત્યાંસુધી કાંઇ પણ અંગ્રેજી વસ્તુ લેવી નહિ એવો નિશ્ચય કર્યો.

જ્યારે નવી નીમાયેલી સભા બોલાવાનો વખત આવ્યો ત્યારે પૂરા ૩૬ સભાસદો પણ ગવર્નરને મળ્યા નહિં. અને નવી કાઉન્સીલ કેમ કરવી તે ત્હેને સૂઝયું નહિં. એટલામાં કોંગ્રેસના પ્રતિનિધિઓએ પ્રાંતિક સભા કરી, બધી સત્તા હાથમાં લઈ લીધી અને શહેરીઓનું લશ્કર ઉભું કરવા માંડયું. સેનાપતિ ગેજે જાહેરનામું કહાડયું કે આ સભા ગેર કાયદેસર છે. પણ લોકોએ તે જાહેરનામાનો હિસાબ ગણ્યો નહિં, અને પોતાના પ્રતિનિધિનોજ હુકમ માનવા લાગ્યા.

વિલાયતની પાર્લામેન્ટમાં ચેથામે (પીટ્ટ) સમાધાન કરવાનાં ઘણાં ફાંફાં માર્યાં; પણ કાંઇ. વળ્યું નહિં. અંગ્રેજી સરકારે સત્તા દેખાડવા માંડી; અમેરીકાના લોકો તે સત્તાની સ્હામું થયા. લોકોના નાગરીક લશ્કર અને જનરલ ગેજના લશ્કર વચ્ચે ઝપાઝપી થઇ. યુધ્ધ શરૂ થયું. યુધ્ધમાં લોકોના લશ્કરના અધિપતિ વૉશિંગ્ટને વિજય મેળવ્યો. અમેરિકાના સંસ્થાનોએ ઇંગ્લાંડની સત્તા ત્યાગી, અને સ્વાધીનતા મેળવી; અંગ્રેજી સત્તાની ધુંસરી કહાડી નાંખી. પરિણામે અમેરીકાનું લોકસત્તાક રાજ્યતન્ત્ર–યૂનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકા–સ્થપાયું.

તા. ૪–જુલાઇ ૧૭૭૬ ને દિવસે એ સંસ્થાનોની કોંગ્રેસે "સ્વાતંત્ર્યનું જાહેરનામું" બ્હાર પાડયું. તે વખતના લોકનાયકોની લોકશાસનની ભાવના શી હતી તે જાણવા માટે તે જાહેરનામાનો કેટલોક ભાગ નીચે ટાંકવામાં આવ્યો છે.

" જીવનક્રમમાં જ્યારે, એક લોકને બીજા લોક જોડેનો રાજકીય સંબન્ધ તોડવાની—અને કુદરત અને તેના ઇશ્વરે નિર્મેલા નિયમો પ્રમાણે દુનિયાની મહાસત્તાઓમાં નિરાળું, અને સમાન સ્થાન લેવાની જરૂર પડે છે ત્યારે જનસમાજના અભિપ્રાયને રીતસર માન આપવા માટે તે લોકો છુટા કેમ પડ્યા તેના કારણો આપવા જોઈએ.

અમ્હે આ સત્યો સ્વસિધ્ધ માનીએ છીએ કે, સર્વે જનો સમાન સર્જાયા છે; ઇશ્વરે ત્હેમને અમુક ત્યજ્ય નહિં એવા (unalienable) હક્કો બક્ષેલા છે; અને તે હક્કો—જીંદગી, સ્વાતન્ત્ર્ય, અને સુખનું અન્વેષણ, છે. આ હક્કો સાચવવા માટે, માણસોએ રાજ્યતન્ત્રો ઉભાં કર્યાં છે, અને આ તન્ત્રો પ્રજાની સમ્મતિથી પોતાની ન્યાયી સત્તા ચલાવે છે; અને જ્યારે કોઇ પણ રાજ્યતન્ત્ર આ હેતુઓનો વિનાશ કરે ત્યારે તે તંત્ર બદલવાનો કે નાબૂદ કરવાનો લોકોનો અધિકાર છે; અને તેમની સહીસલામતી અને સુખ સચવાય એવા રૂપમાં તેની સત્તાની રચના કરી, અને તેવી ભાવનાપર ત્હેનો પાયો રચી નવું રાજ્યતંત્ર ઉભું કરવાનો ત્હેમનો અધિકાર છે. જોકે ડહાપણનું ખરી રીતે એવું ફરમાન છે કે લાંબા વખત થયાં સ્થાપન થયેલાં રાજ્યતંત્રો નજીવા અથવા ચંચલ કારણોને લીધે બદલવાં નહિં જોઇએ, અને તેથી, અનુભવથી એમ જણાય છે, કે મનુષ્ય જાતી પરિચિત તન્ત્રો નાબૂદ કરી ખરે રસ્તે જવા કરતાં અસહ્ય દુઃખો સહન કરે છે. પણ જ્યારે એકજ લક્ષ્ય તરફ વળતા અનાચારો, અને જુલમો ( usurpations ) ની પરંપરા ત્હેમને (લોકને) નિરંકુશ સ્વેચ્છાશાસન ( despotism ) તળે આણવાનો ઇરાદો દર્શાવે ત્યારે ત્હેમનો અધિકાર છે, ત્હેમની ફરજ છે કે એવું રાજ્યતંત્ર કહાડી નાંખવું, અને ભવિષ્યની સહિસલામતી માટે નવા રક્ષકો ઉભા કરવા " તે પ્રખ્યાત જાહેરનામાનો આ અગ્રભાગ તે વખત લોકશાસનનો ખરેખરો ખ્યાલ આપે છે. તેમાં ખાસ કરીને નીચેના સિદ્ધાંતો હતાઃ—

(૧) પ્રતિનિધિ વગર કર ન લેવાય.

(૨) લોકની સંમતિથીજ રાજ્યતન્ત્ર રચાવું જોઇએ; અને તે સમતિ ન હોય તો બદલાવું જોઇએ.

## ફ્રાન્સની રાજ્યક્રાંતિ.

પણ આ બધી રાજ્યક્રાંતીઓમાં મ્હોટામાં મ્હોટી રાજ્યક્રાંતી ૧૭૮૯ માં ફ્રાન્સમાં થઇ. એ વિશ્વવ્યાપી હતી; એણે સામાજીક, રાજકીય, આર્થિક તેમજ નૈતિક ક્ષેત્રમાં ફેરફારો કર્યા; અને લોકશાસનને વિશાળ ક્ષેત્ર કરી આપ્યું.

ત્હેનું મુખ્ય કારણ ફ્રાન્સની રાજકીય અને સામાજીક સ્થિતિ હતું. ત્હેનું રાજ્યતન્ત્ર તદ્દન સ્વચ્છંદી હતું; ત્હેની સામાજીક વ્યવસ્થા જુલ્મી અને અસમાન હતી. લોકોપર જુલમ થતો; તે કર આપતા; વહિતરૂંને વેઠ કરતા; અધમ મનાતા. ત્હેમના હક, ત્હેમના સુખ માટે કોઇને પરવા ન્હોતી. અમીરો ને પાદરીઓ ઉંચા ગણાતા, કર આપતા નહિં, વેઠ કરાવતા, આનંદ કરતા. રાજાઓની સત્તા નિરંકુશ હતી. તે મોજમજાહમાં પડી રહેતા, પોતાનાં અને અમીરોનાં સુખનાં સાધનો લોકોને માનતા ત્હેમની રાખેલીઓના મિત્રો રાજ્યતંત્ર ચલાવતા.

ત્રણ મહાત્માઓએ નવી ભાવનાઓ શીખવી. વૉલ્ટેયરે મશ્કરી કરી સર્વ વસ્તુને તુચ્છકારને પાત્ર ઠેરવી; ડીડૅરૉ અને તેના મિત્રો એ જ્ઞાનસંગ્રહો પ્રગટ કરી જ્ઞાનનો પ્રચાર વધાર્યો; રૂસોએ શીખવ્યું કે

"(૧) મનુષ્યો સ્વાભાવિક રીતે સ્વતન્ત્ર અને સરખા છે.

(૨) આવી સરખી અને સ્વતન્ત્ર વ્યક્તિઓ (મનુષ્યમાત્ર) સ્વતંત્રરીતે જે કરાર કરે તેના ઉપરજ દરેક રાજ્યતન્ત્રનો આધાર રહેવે જોઇએ.

(૩) વ્યક્તિને ન્યાય આપે અને સામાજીક બન્ધારણ ટકાવી રહે એવો કરાર એકજ હોઇ શકે:—કે જેથી દરેક વ્યકિત એક શરીરનાં અવિભકત અંગ બની શકે–અને તે શરીર પોતાની આંતર રચના અને પોતાના કાયદાઓ નક્કી કરવાનો ન ત્યજાય એવો હક રાખી શકે. અને તે શરીર તે રાજલોક–"૧ (Sovereign people)

અંગ્રેજી રાજ્યક્રાંતી ઝનૂની ધર્મસૈનિકોએ કરી હતી; અમેરીકાની, સ્વતંત્ર લોકોએ કરી હતી; ફ્રાન્સની, નિરાશાની ઝનૂનમાં આવેલા નવસ્ત્રાં, (Sansculottes) ભુખે મરતાં સ્ત્રીપુરૂષોએ કરી.

---

૧. Sidgewick's Development of European Polity.

રાજાઓએ અને અમીરોએ ધાર્યું કે તેમનું સ્વેચ્છાશાસન અમર રહેશે. પણ અસન્તોષ શમાવવા, સોળમાં લૂઇ રાજાને સ્મરણરૂપ થઈ રહેલી રાજ્યસભા બોલાવી પડી. આ સભામાં લોકોના પ્રતિનિધીઓએ અમીરો અને પાદરીઓની સત્તા લઇ લીધી; પોતાની સભાને "રાષ્ટ્રીય સભા" બનાવી. જુલ્મ જંહાંગીરીની મૂર્તિ સમું 'બાસ્ટીલ'નું કારાગ્રહ પારીસના શહેરીઓ ઘેર્યું, લીધું, કેદીઓને છુટા કર્યા. નગરજનની ઝનૂની બનેલી ઠઠ્ઠાએ રાજ્ય સત્તા તોડવા માંડી. રાજાને ગામમાં પકડી લાવ્યા, અમીરોની જાગીરો લઈલીધી, પાદરીઓના અધિકારો છીનવી લીધા.

રાણીએ લોકોને દબાવવાની મહેનત કરી, રાજાએ દેશમાંથી ન્હાસવાનો પ્રયાસ કર્યો. ખુન તરસ્યા, ઝનૂનમાં વિકરાળ બનેલા લોકોએ ત્હેમને પકડયા, ત્હેમનાપર આરોપ મૂકયા, ત્હેમને ફાંસી દીધાં; અમીરોને કહાડી મૂકયા, લૂંટી લીધા, સંખ્યાબન્ધને ફાંસીએ દીધા, ફ્રાન્સના લોકો મસ્ત બની જુલમી સત્તાનો પાયો ઉખેડતા હતા, અનાચારો આચરતા હતા; અને મનમાં મલકાતા હતા કે દુનીયામાં તે પ્રસારતા હતા "સ્વાતન્ત્ર્ય-સમાનતા-અને ભ્રાતૃભાવ."

આ ભયંકર નાટકના હૃદયભેદક અંકોનું આ સ્થળે વર્ણન અસ્થાને છે. નિરંકુશ બનેલાં, જુલ્મમાં સડતાં પ્રાણીઓએ કેર વર્તાવ્યો.—એક મહા પ્રજાએ તાંડવ નૃત્ય કર્યું—લોક–રાજલોક બની લોકશાસન પ્રસારવા માટે મહાયજ્ઞ કર્યો. તે મહાયજ્ઞમાં પ્રજા, અમીર, રાજા, બધા હોમાયા. ફ્રાન્સની પ્રજા "રાજા જીવો" એ જયઘોષને બદલે "જય રાષ્ટ્ર" (Vive le Nation) નો જયધ્વનિ કરવા લાગી.

આ સમયમાં લોકશાસનની શી ભાવના હતી તે "નેશનલ એસેંબ્લી (રાષ્ટ્રીય સભા)" એ બ્હાર પાડેલા મનુષ્યો અને નાગરીકોના હકોના જાહેરનામા ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે.

"૧ મનુષ્યો અધિકારમાં સ્વતંત્ર અને સમાન જન્મે છે, અને સદાયે તેવા રહે છે. રાજકીય (Civil) ભેદો તે માત્ર જાહેર હિતપર રચાય.

૨ દરેક રાજકીય બંધારણનું લક્ષ્ય તે મનુષ્યના સ્વાભાવિક અને અલાજ્ય હકોનું રક્ષણ કરવું એજ હોય છે; અને તે હકો,—સ્વાતંત્ર્ય, મીલકત, સહીસલામતી, અને જુલ્મની સ્હામા થવું તે છે.

૩ રાષ્ટ્ર તે બધી રાજ્ય સત્તાનું મૂલ છે; અને કોઈ પણ માણુસને કે વર્ગને, રાષ્ટ્ર પાસેથી ખુલ્લી રીતે ન મળવી હોય એવી હકુમતનો અધિકાર નથી.

૪ કોઇને હાની ન થાય તેવું ગમે તે કાંઈ કરવાનો અખત્યાર તે રાજકીય સ્વાતંત્ર્ય. બીજા માણુસો પોત પોતાના હક યથેચ્છ રીતે ભોગવી શકે તેને માટે જેટલી જરૂરની હોય તેટલીજ મર્યાદા દરેક માણુસના સ્વાભાવિક હકના ઉપભોગમાં મુકાય; અને આ મર્યાદા કાયદાથીજ આંકી શકાય.

૫. સમાજને હાનીકારક હોય તેટલીજ પ્રવૃત્તિની કાયદાએ મના કરવી જોઇએ. કાયદા એ જ્હેની મના કરી નથી તેવાં કાર્યો અટકાવવાં જોઇએ નહિ; અને જે કાયદો ફરમાવતો નથી તે કરવાને કોઇના પર જોરજુલમ કરવો જોઇએ નહિ.

૬. લોકની ઇચ્છાનો અવિર્ભાવ તે કાયદો. કાયદો ઘડવામાં બધા નાગરીકોને પોતાની મેળે કે પ્રતિનિધિથી સંમતિ આપવાનો હક છે. રક્ષણ કરે કે શિક્ષા કરે, પણ કાયદો બધાના તરફ સમાન હોવો જોઇએ. અને ત્હેની નજરે બધા સમાન હોવાથી, બધા, પોતાની જુદીજુદી શકિત પ્રમાણે સદ્ગુણ અને બુદ્ધિની દૃષ્ટિએ જણાતા તફાવત શિવાય, કોઈ પણ ભેદવિના બધાં માનઅકરાંમ, પદવીઓ અને નોકરીઓ માટે લાયક છે.

૭. કાયદાએ નક્કી કરેલી બાબતો અને સ્થાપિત કરેલી રીતીઓ —એ શિવાયની બીજી બાબતમાં કે રીતીઓથી, કોઈ માણુસ પર આરોપ નહિં મુકાય, ત્હેને પકડાય, નહિં, લેવાય અથવા ત્હેને કેદ રખાય નહિં. જે બધા સ્વચ્છંદી હુકમો આપશે, મેળવશે, અમલમાં મુકશે, અથવા મુકવશે તે બધા શિક્ષાપાત્ર થશે. અને જો કોઈ પણ નાગરીકને કાયદાસર બોલાવવામાં આવેકે કેદ કરવામાં આવે તો ત્હેણે તરત તાબે થવું; અને જે ત્હેની સ્હામે થાય તો ગુનાહગાર ઠરશે.

૮. સ્પષ્ટરીતે અને તદ્દનજ જરૂરી જણાતી હોય નહિં તેવી શિક્ષા કાયદાએ કરવી નહિં; અને ગુન્હો થયા પહેલાં બહાર પડેલા, અને નીયમસર લાગુ પાડવામાં આવતા કાયદા શિવાય બીજા કોઈ પણ કાયદાની રૂએ કોઇને શિક્ષા કરવી જોઇએ નહિં.

૯. જ્યાં સુધી ગુન્હો પુરવાર થાય નહિં ત્યાં સુધી ગુનેહગારને નિર્દોષ ગણવો; અને જ્યારે ત્હેને પકડવાની જરૂર પડે ત્યારે ત્હેને કબજે રાખવા ઉપરાંત કરવામાં આવતી બીજી સખ્તાઇનો કાયદાએ નિષેધ કરવો.

૧૦ જો પોતાના અભિપ્રાયનું કથન કાયદેસર શાન્તિનો ભંગ ન કરે તો, તે અભિપ્રાય માટે–ભલેને તે ધાર્મિક હોય તો પણ–કોઈ પણ માણસને દુભવવો નહિ.

૧૧ વિચારો અને અભિપ્રાયોની નિરંકુશ આપલે એ માણસનો અમૂલ્ય હક છે; તેથી દરેક નાગરીક સ્વતંત્ર રીતે બોલી, લખી કે છપાવી શકે; પણ કાયદાએ દર્શાવેલે પ્રકારે જો તે સ્વાતંત્ર્યનો ગેર ઉપયોગ કરે તો ત્હેને જવાબદાર ગણવો.

૧૨ મનુષ્યો અને નાગરીકોના હકના રક્ષણ માટે જાહેર લશ્કર જરૂરનું છે. જે અમુક માણસોને તે સોપવામાં આવ્યું હોય ત્હેના લાભ માટે નહિં, પણ લોક સમૂહના ભલાને માટે તે ઉભું કરવામાં આવે છે.

૧૩ જાહેર લશ્કર અને સરકારી ખરચ માટે સામાન્ય ઉઘરાણું જરૂરનું છે તેથી તે યથા શકિત સમુહના જનોમાંથી સરખે ભાગે લેવાવું જોઇએ.

૧૪ જાહેર ઉઘરાણાની જરૂર, ત્હેનો વ્યય, ત્હેની રકમ, ત્હેને ઉઘરાવવાની રીત અને તે કેટલો વખત લેવું તે—આ બધાનો નિર્ણય કરવામાં દરેક નાગરીકને પોતાની મેળે કે પ્રતિનિધિ મારફતે સ્વતંત્ર મત આપવાનો અધિકાર છે.

૧૫ દરેક લોક સમૂહને ત્હેના કાર્યવાહકોની ચાલ ચલગતનો હિસાબ લેવાનો અધિકાર છે.

૧૬ જે લોક સમૂહમાં સત્તાના વિભાગ અને હકના સંરક્ષણ માટે વ્યવસ્થા નથી ત્યાં વ્યવસ્થિત રાજ્યતંત્ર ( Constitution ) ની ખામી છે.

૧૭ મી લકત (રાખવા તથા ભોગવવા)નો હક અભેદ્ય અને પવિત્ર છે. આથી દેખીતી રીતે જાહેર જરૂરીઆત હોય, તે કાયદા પ્રમાણે નક્કી થાય અને પહેલેથી રીતસર બદલો આપવામાં આવે તોજ તે હક લઈ લેવાય

આ "મનુષ્યના હકો" હાલની દૃષ્ટિએ સંપૂર્ણ નથી, તેમ વિજ્ઞાનની દૃષ્ટિએ સ્વાભાવિક નથી છતાં, લોકશાસનની ભાવના સમજવા માટે અમૂલ્ય છે.

આ ત્રણ રાજ્યક્રાન્તીએ પેદા કરેલી ભાવના દેશદેશમાં પ્રસરી છે. ઇટાલીએ, હંગરીએ, જાપાને, ઇરાને, તુર્કસ્તાને, અને તેમજ છેલ્લા રશીઆએ રાજ્યક્રાન્તીઓ કરવાના સફલ અથવા વિફલ પ્રયત્નો કર્યા છે— પણ એ બધાનું મૂલ, અને એ બધાનો આદર્શ આ ત્રણ રાજ્યક્રાન્તીઓ છે એમ ઇતિહાસકારોને કહ્યા વગર ચાલતું નથી. નિઃસીમ સમુદ્રમાં નિરાધાર પડેલા લોકોને શીખવવા, ચેતવવા, દોરવા, ઉત્સાહ પ્રેરવા આ ત્રણ દીવાદાંડી જેવા લોકશાસનના વિજયસ્તંભ છે; અને લોકશાસનનો પ્રકાર સ્હમજવા એ શીવાય બીજા ન્હાના સ્તંભોતરફ નજર કરવાનું ખાસ જરૂરનું નથી.

---

## ૪

## શાસનોના પ્રકાર.



શાસનોના વિભાગ કરીયે તો નીચે પ્રકારે થઈ શકે:—

૧ **એકશાસન,** અથવા એક રાજાનું સ્વેચ્છાશાસન(despotism) જેવું નવાબી વખતમાં નવાબનું હતું તે. આ પ્રકારમાં શાસનકર્તાનો અધિકાર સંપૂર્ણ અને અનિયંત્રિત ગણાય છે; કોઇને પણ તે જવાબદાર રહેતા નથી; સર્વ સત્તાનું મૂલ તેજ હોય છે. હાલના સમયમાં આ શાસનનું સ્વરૂપ દુનિયાપરના સુધરેલા દેશોમાં ભાગ્યેજ જોવામાં આવે છે.

૨ **વર્ગશાસન.** અસલી ગ્રીસ અને રોમમાં શહેરીઓનું લોકશાસન એ ખરૂ જોતાં વર્ગશાસન હતું; અને નાગરીકોનું રાજ્યતંત્ર ગુલામો અને હક વિનાના શહેરીઓ પર અમલ ચલાવતું. ઉપર લખ્યા પ્રમાણે ૪૦૦૦૦ એથેન્સના નાગરીકો હક વિનાના એક લાખ ગુલામોપર સ્વેચ્છાશાસન ભોગવતા. આ પ્રકારનો બીજો દાખલો દોઢસો વર્ષ પહલાના ઇંગ્લાંડમાં મળે છે. ત્યાં નામની સત્તા જો કે પાર્લામેંટની હતી છતાં, થોડાંક ઉમરાવ કુટુંબો પોતાની ઇચ્છા પ્રમાણેજ મેમ્બરોની ચુંટણી કરાવી, પોતાનાજ

નબીરાઓને મ્હોટી પદવીએ નીમી રાજ્ય કારભાર ચલાવતા. અને આજ પ્રકારનું આપણું હાલનું હિન્દી શાસન છે. આપણું શાસન ખરૂં જોતાં ઈંડીયન સીવીલ સર્વીસ ( અંગ્રેજી અમલદાર વર્ગ ) ચલાવે છે. દરેક બાબતમાં ત્હેની સત્તા સર્વોપરી છે; ત્હેમની જવાબદારી ત્હેના પોતાનાજ અમલદારોને છે; ત્હેની ઇચ્છા અને અનુકુલતા પ્રમાણે રાજ્ય ચાલે છે; અને પોતાની સત્તા તે વર્ગ છોડવા માંગતી નથી તેથીજ આપણા રાજતંત્રમાં લોકશાસન આવતું નથી.

૩. **લોકશાસન.** આની સર્વમાન્ય વ્યાખ્યા આ પ્રમાણે છે "લોકોના ઉપર રાજ્ય, તે લોકોવડેજ અને લોકોના ભલાંને માટેજ". ઇગ્લાંડ, ફ્રાન્સ, અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સ, સ્વીટ્ઝરલાંડ વગેરે દેશોમાં આ સંપૂર્ણ છે; હિન્દુસ્થાન વિના દુનિયાના ઘણા ખરા સુધરેલા દેશોમાં તે ઘણે કે થોડે અંશે છે. આ શાસન "લોકોના વધારેમાં વધારે ભાગના વધારેમાં વધારે ભલાને માટે ચલાવવામાં આવે છે." એમાં લોકો પોતાના ચુંટેલા પ્રતિનિધીઓથી કાયદા ઘડે છે; પોતાના નીમેલા અમલદારોથી તે કાયદા અમલ મૂકે છે; અને પોતેજ તે પ્રતિનિધિ કે અમલદારને બદલવાનો કે ત્હેનો જવાબ લેવાનો હક રાખે છે.

જવાબદારીની દૃષ્ટિએ જોતાં આ શાસનોના જુદી રીતે વિભાગ થઈ શકે છે:—જવાબદારી વિનાનું શાસન અને જવાબદારીવાલું (responsible) શાસન. પહેલામાં, એકશાસન તેમજ વર્ગશાસન બન્નેનો સમાવેશ થાય છે. ત્હેમાં રાજ્યકર્તા, પછી એક હોય કે અનેક, પણ પોતાની જાતને લોકોથી નીરાળા, ઉંચા, વધારે લાયક, સત્તાના અધિકારી ગણે છે; ફરમાનો કરવાં એ ત્હેમનો ઇશ્વિરદત્ત,લાયકાતથી બક્ષેલો કે પછી ભોગવટાથી દૃઢ થયેલો અધિકાર તેઓ લેખે છે. તે ફરમાનોને તાબે થવું એ લોકોનું કર્તવ્ય છે એમ તેઓ ગણાવા માંગે છે. આ શાસનમાં લોકોને રાજ્યકર્તાઓનું ફરમાન અયોગ્ય કે અરૂચીકર લાગે તો પણ ત્હેમનાથી નજરમાં આવે તેમ ચર્ચા થતી નથી; પણ ઘુંટણીયે પડી, કરગરી, ભીખ માંગી, મહેરબાનીની રાહે રાજ્યકર્તા પાસે માંગણી કરવી પડે છે. રાજ્યકર્તા દેવ ગણાવા મથે છે, આડંબર અને ભપકાથી પોતાની ભવ્યતા વધારે છે—પોતે ભૂલ કરે નહિ, પોતાથી ભૂલ થઈ શકે નહિં એવો દાવો કરે છે–અને તે અમાનુષિ સિદ્ધાન્ત સિદ્ધ કરવા લોકો જોડે ગમે તે પ્રમાણે વર્તે છે.

લોકશાસનમાં લોક માલીક હોય છે. રાજ્યકર્તા માત્ર ત્હેના કાર્યવાહકો,* વાણોતરો હોય છે. લોક રાજ્યકર્તાને નીંદવાનો, ઠપકો દેવાનો, ત્હેમની મરજી વિરૂદ્ધ ચાલે તો પદભ્રષ્ટ કરવાનો સ્વાભાવિક હક્ક ધરાવે છે. અધિકારી અધિકાર પુરતોજ આડંબર ધારે છે; અને જવાબદારીનું ભાન હોવાથી નીયમીત રીતે વર્તે છે. લોક તેમજ રાજ્યકર્તા બધાપર કાયદાનું–લોકે નકકી કરેલા, લોકમતના પ્રતિબિમ્બરૂપ નિયમોનું–એકે ચક્રે રાજ્ય ચાલે છે. નવો પારો લોકશાસન અને બીજા શાસન વચ્ચે રહેલા ભેદનાં દૃષ્ટાંત ઈંગ્લાંડ અને હિન્દમાં જોઇએ તેટલાં જડી આવે છે. વિલાયતનો પોલીસનો સીપાઈ વિનયશીલ છે,–પોતાના માલીકો–લોક–જાય આવે ત્હેની સંભાળ રાખે છે; આપણી પોલીસ સ્વાધિકારમાં પ્રમત્ત છે, પોતાને લોકોના ઉપરી, એક જાતના બન્દીખાનાનાં રખેવાલો માને છે. બન્ને પોતાના અધિકારીને જવાબદાર છે; પણ ત્યાં અધીકારીને લોકોએ સત્તા આપેલી છે–અહિંયા–અધિકારીની સત્તા સ્વયંભૂ છે ! લડાઇને લીધે મુખ્ય પ્રધાન મી. લોઈડ જ્યોર્જને અનહદ સત્તા આપવામાં આવી છે; છતાં ચાહ્ય તે તે કરી શકતા નથી. ત્હેની સત્તા લોકદત્ત છે. ચુંટણી થતાં ત્હેને પોતાની હકુમતનો જવાબ લોકને આપવો પડશે. અને અહિંયા થોડાજ વખતપર તે પ્રધાનથી ઘણી ઉતરતી પંક્તિના એક અંગ્રેજી અમલદારે–અહિંઆ એના વર્ગનું શાસન ચાલે છે તેથી–કહેવાની હિંમત કરી હતી કે પોતે બધી સત્તા ધરાવે છે, મહેસુલ વિષે તપાસ કરવી, મહેસુલની છુટ આપવી એ એમ્હની પોતાની સ્વેચ્છાની વાત છે, લોકોનો ત્હેમાં કાંઈ હક નથી !

અનેક સદીઓના અનુભવથી એટલું તો સિદ્ધ થયું છે કે લોકશાસન શીવાય સંતોષકારક તેમજ સુખદાયક બીજાું એકે શાસન નથી. “ મુશ્કેલી વગર એટલું તો બતાવાશે કે ભાવનાની દૃષ્ટીએ જોતાં રાજ્યતંત્રનું સારામાં સારૂ સ્વરૂપ એ છે કે જ્હેમાં રાજ્યસત્તા અથવા અંતિમ અધિકાર ચલાવવાની સર્વશ્રેષ્ઠ સત્તા તે સમગ્ર જનસમૂહમાંજ રહે; અંતિમ રાજ્યસત્તા ચલાવવામાં દરેક નાગરીકનો મત લેવાવો જોઇએ એટલુંજ નહિં પણ અવાર નવાર સ્થાનિક કે સામાન્ય કોઇ જાહેર ફરજ તે બજાવે એવી રીતે રાજ્યતંત્રમાં ત્હેને ભાગ મળવો જોઇએ”.૧

---

1 Mill's Representative Government.

કયું શાસન સારૂં એ પ્રશ્ન પર નિઃસ્વાર્થી લોકોનો મત દહાડે દહાડે એકજ થતો જાય છે. અંગ્રેજી તત્ત્વજ્ઞાની જોન મીલ કહે છે "કેટલીક જરૂરી બાબતોમાં અમલદારી વર્ગશાસન સરખામણીમાં વધારે સારૂં દેખાય છે. તે અનુભવ ભેગા કરે છે, અનુભવ સિદ્ધ અને પુખ્ત વિચારના પરિણામ રૂપ, સમયના પ્રભાવે માન્ય થઇ પડેલાં સિદ્ધાન્તો ઉપજાવે છે, અને અધિકારીઓને યોગ્ય વ્યવહાર જ્ઞાન પુરૂં પાડે છે. પણ વ્યક્તિના બુદ્ધિ પ્રભાવને તે સાનૂકુલ થતું નથી. નિશ્ચેતન નિયમિતતા રૂપી રોગ અમલદારી વર્ગશાસનને લાગુ પડે છે, અને ત્હેનાથી તે આખરે મરે છે. ત્હેમનાં સિદ્ધાન્તોની નિશ્ચલતાથીજ તે ( વર્ગશાસનો ) મરણ પામે છે; અને વ્હેલું મરેછે તે એ વિશ્વનિયમને લીધે કે, જે નિશ્ચેતન નિયમ બને છે ત્હેમાંથી જીવન જતું રહે છે, અને બુદ્ધિનો પ્રભાવ તેમાં ન રહેવાથી પોતાનું કાર્ય ન થાય તો પણ તે સાંચાની માફક ફર્યાં કરે છે. અમલદારી વર્ગશાસન હમેશાં ડણપણીયાઓનું વર્ગશાસન થઈ જાય છે. ૨

એવા નિશ્ચેતન નિયમમાં ઉછરેલો અધિકારી વર્ગ સ્વાતંત્ર્ય તરફ તિરસ્કારની નજરે જુવે એ સ્વાભાવિક છે. તે માને છે "કે દેશ ઉપર રાજ્ય કરવું એ તો અમલદાર વર્ગનુંજ કામ છે; ત્હેના પવિત્ર ગુરૂમંત્રોનો તેમણોજ પાઠ કરેલો છે; રાજ્ય તંત્રોના ગૂઢ ચલણની સ્હમજણ પણ ત્હેમનેજ હોય છે; બહુતો ત્હેમના વિચાર વિષે પ્રજા નમ્રતાથી અને માન પૂર્વક સૂચનાઓજ કરી શકે. પણ તેથી વધારે કાંઇજ નહિં. આ મહાન અમલદારો મનુષ્યના સ્વાતંત્ર્યને રાજદ્રોહ ગણે છે. તેઓ દેશીઓને કાંતો બંડખોર અથવા નરમ ઘેટાં તરીકેજ ગણે છે." ૩

આવાં અનેક કારણોથી એ સિદ્ધાન્તતો નક્કી ઠરી ચૂકયો છે કે "ગમે તેવું સારામાં સારૂં રાજ્યતંત્ર હોય તો પણ સ્વરાજ્ય કરતાં વધારે સારૂં હોયજ નહિ." લોક શાસન "સામાન્ય સુખનો પાયો સમગ્ર લોકની ઇચ્છા પર રચે છે, અને દરેક યોગ્ય ઉમરના, બુદ્ધિ શાલી મનુષ્યને તે ઇચ્છાને પ્રગટાવવા ફરમાવે છે. લોકોના સહકારી પ્રયત્ન વિના પણ ઘણી સારી વસ્તુઓ થઈ શકે એ નિઃસંશય છેઃ સારી પોલીસ રાખી શકાય, કાયદાઓની ન્યાયી વ્યવસ્થા રાખી શકાય, કેલવણી, વ્યક્તિસ્વાતંત્ર્ય, અને સુવ્યવસ્થિત

---

2 Mill's Representative Government.

3 Quoted in Mrs, Besant's Presidental Address at the Congress 1917.

ધંધો રોજગાર આપી શકાય. પરદેશી રાજા, કેળવાયલો અધિકારી વર્ગ કે શુભેચ્છક રાજા આવા વરો બક્ષી શકે. ગમે તેમ મળે, તોપણ આ વસ્તુ સારી છે. પણ લોક શાસનના સિદ્ધાન્ત પ્રમાણે આમ મેળવેલી ચિજોમાં ચેતન નથી......સારૂં રાજ્યતંત્ર ઘણી સારી વસ્તુ છે પણ સમગ્ર લોકની ઇચ્છા તેથી પણ સારી વસ્તુ છે; અને આ ઇચ્છાના અપૂર્ણ, લથડતા, ક્ષુભિત આવિર્ભાવમાં—સરસમાં સરસ સાંચામાં હોય ત્હેના કરતાં પણ—ઉચ્ચ વસ્તુઓ પ્રાપ્ત કરવાનો પ્રભાવ વધારે છે ”૧

એક શાસન તો હવે ઘણું ખરૂં માત્ર ઇતિહાસમાંજ આપણે જોઇએ છીયે; અને વર્ગશાસન પણ એજ પંક્તિમાં બેસશે. અત્યાર સુધી હિન્દમાં અંગ્રેજી અધિકારી વર્ગનું શાસન અપૂર્વ મનાતું. છતાં ત્હેની સો વર્ષની કારકીર્દી પછી આપણે શું જોઇએ છે? લોકો નિઃસત્વ અને નિર્બલ, રાજ્યતંત્ર સ્વાર્થી અને સંકુચિત. પણ મી. મોન્ટેગ્યુ એ ઉચ્ચારેલા મરણમંત્ર પછી એ રાજ્યપધ્ધતિ લોકશાસનથી ચડીયાતી છે એમ કોઈ કહેવાની હિંમત કરે એમ નથી “એટલું તો ચોક્કસજ છે કે ભૂત હિન્દપર ન્યાયશાસ્ત્રના સિદ્ધાન્તો વિના રચાયેલી રાજ્યતંત્રની જે પદ્ધતી કાયમ રાખવામાં આવી છે ત્હેને માટે એવો દાવો કરવામાં આવે છે કે તે કાર્યસાધક છે. તે કાર્યસાધક નથી એમ સિદ્ધ થયું છે. હિન્દી લોકની ઇચ્છા દર્શાવવા જેટલું, કે તે માંગતા હતા તે પ્રમાણે ત્હેને યુધ્ધકુશળ પ્રજા બનાવવા જેટલું ચેતન તેમાં નથી. જ્યાં સુધી આ જુનો પુરાણો, કઢંગો, સાંચો આધુનિક અનુભવ પ્રમાણે તમ્હે સુધારવા તત્પર ન થાવ ત્યાં સુધી હું ખચીત માનું છું કે હિન્દી સામ્રાજ્યના વિધાતા થવાનો હક તમે ખોશો. ”૨

---

## ૫

## આધુનિક લોકશાસન.

ઉપર વર્ણવેલી રાજ્યક્રાન્તીઓ તેમજ કેટલાક દેશમાં લોકશાસને કરેલા અનુભવને પ્રતાપે હાલ નીચેના સિદ્ધાન્તો લોકશાસનની ભાવનાનાં અંગ મનાય છેઃ—

---

1 Hobbes on Liberalism.

2 Mr. Montagu's Speech on the Mesopotamia Commission.

૧ દરેક જણુ સમાન છે, અને જ્યાં સુધી બીજાની તેવીજ સ્વતંત્રતાની આડે નહિ આવે ત્યાં સુધી સ્વતંત્રરીતે બોલવા, કે આચરવાનો પૂર્ણ અધિકારી છે.

૨ આવા સમાન જનોના સમૂહની બનેલી વ્યક્તિ જે "લોક" તે સર્વ સત્તાની અધિકારી છે અને સર્વ સત્તાનું મૂલ છે. તે રાજલોક—Sovereign people—કહેવાય છે.

૩ શાસન પદ્ધતિનો આધાર કાયદાપર—એટલે, દરેકને સમાન ગણી રચાયેલા નિયમોપર રખાવો જોઇએ. અને તે નિયમો લોકના પ્રતિનિધિ શીવાય કોઇ બીજું બાંધી શકે નહિ.

૪ લોકના નીમેલા, અથવા ત્હેમના પ્રતિનિધિના ચૂંટેલા અધિકારીઓજ રાજ્યતંત્ર ચલાવે; અને લોકનો કે પ્રતિનિધિનો અવિશ્વાસ થતાં અધિકારીઓના અધિકારનો અંત આવવો જોઇએ.

હવે આ ચાર મૂલ સિદ્ધાન્તોનો લોક શાસનમાં કેવી રીતે આવિર્ભાવ થાય છે તે જોવું જોઇએ.

## (૧) સમાન સ્વાતંત્ર્ય.

સમાનતાનો સિધ્ધાંત સ્હમજવો સ્હેલ છે, પણ જન સમાજમાં કે રાજ્યતંત્રમાં ઉતારવો અઘરો છે. પુરાણી રીતી, સ્વાર્થ, અને પૈસાનો તોર અનેક પ્રકારની અસમાનતા પેદા કરે છે; અને તે અસમાનતાનો વિનાશ કરવા માટે કેટલાક વિચારો લોકમાં પ્રચલીત થવા જોઇએ.

લોકશાસનમાં લોકના વિચારો એ ઘણીજ જરૂરની વસ્તુ છે; અને જ્યાં સુધી લોકના થોડા પણ વિભાગમાં તેવા વિચારો ન પ્રસરે ત્યાં સુધી લોકશાસન ટકી શકે નહિ. આ વિચારોમાં મુખ્ય વિચારો આ છે.—

( अ ) પોતાના સ્વાતંત્ર્ય અને સમાનતાનું ભાન.

( आ ) બીજાની સ્વતંત્રતા અને સમાનતા માટે માન.

( इ ) અસમાનતા કે પરતંત્રતાની સ્હામુ થવાનો જુસ્સો.

( अ ) પહેલાં તો રાજ્યતંત્રના દૃષ્ટિબિન્દુથી દરેક જણ સ્વતંત્ર અને સરખો છે એ દૃષ્ટિબિન્દુ લોકમાં સામાન્ય થઈ જવો જોઇએ.

ઘણી વખતે સ્વભાવથી, કે રીવાજથી આપણે અસમાનતા સ્વીકારી લઇએ છીયે—આ અધમતાની, લોકશાસન માટે બીનલાયકાતની નીશાની છે. "હોય આ તો સાહેબ છે કે આ તો ઉંચ વર્ણ છે, એને બીજા પર વગર કારણે ઉપરી પણું ભોગવવાનો અધિકાર છે, એ કરે પણ આપણાથી કેમ થાય," આવાં આવાં વાકયો આ અધમતા સ્પષ્ટ કરી આપે છે. 'અમલદારો મા બાપ છે, સત્તા આગળ શાણપણ શા કામનું' આવા વિચારો આપણે ત્યાં એક વખત સામાન્ય હતા; અને હજુ આપણામાં કેટલાક એવા નરોપણ રહ્યા છે કે ગોરી ચામડી જોઈ ખુશામત કરવા મંડી જાય છે. સમાનતા સિધ્ધ કરવી, પોતાને સરખા હક છે એમ ગણવું—આ ભાન એ લોકશાસનનો પાયો છે, અને આપણા દેશમાં આ ભાન હમણાજ આવતું જાય છે.

( **આ** ) પોતાની સમાનતાના ભાનની સાથે બીજાની સમાનતા માટે માન પણ જોઇએ. "મ્હારી સ્વતંત્રતા સંપૂર્ણ છે; પણ તેવીજ સ્હામાની છે, અને ત્હેની આડે મ્હારે આવવું ન જોઇએ." આ નિયમને સમાન સ્વાતંત્ર્યનો નિયમ કહેવામાં આવે છે; અને આ "નિયમને આધારે રચાયેલું રાજ્યતંત્ર તે ખરી રીતે કહેતાં લોકશાસન કહેવાય."[1]

જે લોકમાં આ વિચાર ઓછો હોય ત્હેના સભ્યો વિચારના સ્વાતંત્ર્યને સાંખી શકે નહિ; જુદા જુદા વિચારના માણસો સાથે કામ લઈ શકે નહિ; જુદા વિચારના છતાં સામાન્ય લક્ષ્ય સાધવા માટે સહકાર કરી શકે નહિ. માણસ જુદા વિચારનો થયો કે ત્હેને તોડી પાડવો, આપણા વિચારથી જૂદો થયો કે ત્હેની સાથે કામ ન કરવું, સ્હમજવા અને સાંભળવાની શાન્તી ન રાખવી, ખવાય નહિં તો ઢોળી દેવું—આવાં લક્ષણો આવા લોકનાં હોય છે; અને પરિણામે તેઓ લોકશાસન ચલાવવા નાલાયક બને છે.

આપણા દેશમાં હજુ આવા વિચારો નાબૂદ થયા નથી. આપણા જાહેર જીવનમાં મતભેદ થતાં લોકો ગાળાગાળી પર આવી જાય છે, જુદા વિચારના માણસો સાથે રહી કામ કરવા કરતાં સંસ્થા તોડવા તત્પર રહે છે. આ સમાન સ્વાતંત્ર્યના નિયમનું સ્પષ્ટ ઉલ્લંઘન છે.

---

1 H. Spencer's Social Statics.

" આથી ( નિયમથી ) જેમ લોકશાસન પેદા થાય છે, તેમ એનાથીજ તે ચાલી શકે છે. એકશાસન કરતાં લોકશાસન સ્પષ્ટ રીતેજ એવું છે કે જ્હેમાં વ્યક્તિ ઉપર ઓછો અંકુશ મૂકાય છે...પણ જે જડપથી અંદરનો અંકુશ વધતો જાય તેજ ઝડપથી બ્હારનો અંકુશ ઓછો થઇ શકે...અને આત્મ-શાસનનું મુખ્ય સાધન આ વિવેક ( ઉપરના નિયમ પ્રમાણે વર્તવાની ) બુદ્ધિ છે; અને તેથી એક પ્રજામાં જેટલે દરજ્જે આ બુદ્ધિ પ્રસરેલી હોય તેટલેજ દરજ્જે ત્હેની સંસ્થાઓમાં સ્વાતંત્ર્ય આવી શકે; અને જ્યારે ત્હેનો પ્રભાવ વધે ત્યારેજ લોકશાસન જેટલો સ્વતન્ત્રતાનો મોટો ફાળો ત્હેમાં શકય થઈ શકે. " ૧

( ૩ ) ત્રીજો વિચાર, સ્વતન્ત્રતા વિરૂદ્ધ કાંઈ પણ થાય તો ત્હેને સ્હામાં થવાની ઇચ્છિા-એ છે. ઉપર લખેલી વિવેક બુદ્ધિથીજ લોકશાસન સાચવી રખાય છે. " એનાથી પ્રજાજનમાં, પોતાનું સ્વાતંત્ર્ય રખે જતું રહે એવી સતત ફીકર—પોતાના હકોપર તરાપ જેવું કાંઈ પણ આવે તો ત્હેને સ્હામા થવાનો જાગતો જ્યોત નિશ્ચય— આ ગુણો આવે છે; અને આ કારણથી રાજ્ય કર્તાઓમાં આ હક વિષે માન ઉભું થાય છે અને તેથી તે હકો ખુંચવી લેવાની ઇચ્છિા ઉપર અંકુશ મુકાય છે. બીજી તરફ, જો પ્રજામાં સ્વતન્ત્ર સ્વભાવની સુધી ખામી હોય તો ત્હેમને એકદમ અગવડ પાડ્યા વિના જો ત્હેમના હકો ધીમે ધીમે કોઈ ખુંચવી લે તો તેઓ બેદરકાર બની રહે છે; અને આવા સંયોગમાં રાજ્ય કર્તાઓને આ હકો તરફ સહાનુભૂતિ ન હોવાથી તે ખુંચવી લેવાને ખંચાતા નથી...જ્યાં લોક લોકશાસન માટે લાયક થયા નથી ત્યાં નાગરિકોને સમાન હકનો દાવો કરવાની ઇચ્છિા હોતી નથી, પોતાના મત આપવામાં તેઓ બેદરકાર થઈ જાય છે, અને જાહેર જીવનમાં ન પડવામાં મગરૂરી માને છે. જે માણસને લોકશાસનની ખરી લાગણી હોય તે જેમ કંજુસ ધનને માટેજ ધન પર પ્રિતિ રાખે છે તેમ ત્હેના ફાયદાનો વિચાર કર્યા વગર સ્વતન્ત્રતાને ખાતરજ સ્વતન્ત્રતા ચાહે છે. જે વસ્તુની તે આટલી કિંમત કરે છે, ત્હેની એ અનિમિષ તપાસ રાખે છે; અને જ્યાં ( ત્હેના હક પર ) તરાપ

---

1 H. Spencer's Social Statics.

શરૂ થઈ કે તરતજ સ્હામો થાય છે...જ્યાં આવા જુસ્સાના માણસોનો સમૂહ હોય ત્યાંજ લોકશાસનની સંસ્થાઓ ટકી શકે. " ૧

## (૨) લોક તરીકે ભાન.

ઉપર આપેલા બીજા સિધ્ધાન્તમાં નીચેના તત્ત્વો સમાયેલા છે.

( अ ) જન સમાજમાં એવું સામાન્ય ભાન હોવું જોઇએ કે લોકજ રાજ્યના માલીક છે, અને ત્હેને આધારેજ રાજ્યતન્ત્ર ટકે છે.

( आ ) લોકના રાજકીય અભિપ્રાયનું પ્રાબલ્ય દેશમાં હોવું જોઇએ. અને આ પ્રાબલ્યનું મૂલ ( ૧ ) સ્વતન્ત્ર અને સબળ છાપાંઓ, સબળ અને પોતાની જવાબદારી સ્હમજતા નેતાઓ છે.

( इ ) લોકોમાં નેતાઓ પસંદ કરી, ત્હેમાં શ્રધ્ધા રાખવાની શકિત હે-વી જોઇએ.

( अ ) લોકોમાં એવું ભાન થવું જોઇએ કે તેઓજ રાજ્યના માલીક છે, અને સર્વ સત્તાનું મૂલ છે. ઘણા દેશમાં, અને ખાસ કરી આપણાં દેશમાં, જુની પ્રણાલિકા અને વિદેશી હુમલાને લીધે, આ ભાન ઘટી ગયું છે. આપણે લોક છીયે—માત્ર પ્રજા નથી, એવું આત્મજ્ઞાન સદાયે આપણા મનમાં રહેવું જોઇએ. આ આત્મ-જ્ઞાન–આત્મશ્રધ્ધાની આ જ્યોત સતત બળ્યા કરે એવું પરિણામ સાધવા માટે આપણામાં પહેલા એક ભ્રમ છે તે દૂર કરવો જોઇએ. એ ભ્રમ એ છે કે આપણે પૂર્વના લોક છીયે; ઇતીહાસથી, રહેણી કરણીથી, સંસ્કારથી, રાજલોક તરીકેના હકો મેળવવા કે રાખી રહેવા માટે નાલાયક છીયે—અને હવેજ લાયકાત જરા જરા આવતી જાય છે. કેટલાક કહે છે કે તમ્હારામાં લોકશાસન ક્યારે હતું કે તમ્હને ત્હેનો અનુભવ હોય ? હું પુછું છું કે અમ્હારામાં લોકશાસન ક્યારે ન્હોતું ? લોકશાસન અમ્હારી રગોમાં છે; માત્ર ઈસ્ટઇંડીયા કંપનીનું રાજ્ય થયું ત્યારથી તે અમ્હે વિસરી ગયા. ઉપર વર્ણવેલું અસલી હિન્દી લોકશાસન આપણી ભાવના અને લાયકાત બન્ને સિદ્ધ કરે છે; મુસલમાની વખતમાં પણ ઘણી ખરી સત્તા સમાજને હાથ હોવાથી, ઘણેઅંશે લોક તરીકેના આપણા હકો આપણે જાળવી રહ્યા હતા. જે મી. ઇલીયટનો અભિપ્રાય ટાંકયો હતો લોકના જુના વિષે તે હકો કહે છે કે

1. H. Spencer's social statics,

"હિન્દુ ન્યાતોના જુના હકકો, આપણી સરકારે લઇ લીધા છે, [ અને લોકોની રાજકીય સત્તાના અણુએ અણુ છીનવી લીધા છે." આપણી ગ્રામ્ય પંચાયતો, આપણી મહાજનો હજુ આપણા અસલી લોકશાસનની સાક્ષી પૂરે છે. મ્હારા સાંભળવા પ્રમાણે દેશી રાજ્યોમાં હજુ પણ મહાજન કેટલીક પ્રકારના હક ભોગવે છે. હિન્દુઓની દરેક ન્યાત એક ન્હાનું સરખું રાજ્ય હતું, જ્યાં લોકશાસન પ્રવર્તતું. પણ આપણે દુર્ભાગ્યે હાલના રાજ્ય કર્તાઓની પધ્ધતિથી ગામડાઓમાંથી, મહાજનોમાંથી, ન્યાતમાંથી રાજકીય સત્તા ચાલી ગઈ અને પાશ્ચાત્ય કેલવણીથી અંધ બનેલા આપણે ન નવું લાવી શકયા ન જુનું રાખી શકયા. છતાં એ ભાવના તદન નાબુદ થઈ નથી; ખેડાના મતાદારો—જહેના નામો ઇતિહાસમાં, હેમ્પડન, અને પીમ જોડે અમર થવાને યોગ્ય છે—તે અજ્ઞાન ખેડુતોએ થોડાજ દિવસ પર મામલતદારને લખી મોકલ્યું હતું કે અમ્હે લોકોના નેતા છીયે, અમ્હારો અધિકાર પણ લોકદત્ત છે, અને જ્યાં લોક અને રાજ્યકર્તાઓ વચ્ચે મતભેદ હશે ત્યાં અમ્હારી ફર્જ લોકની ઇચ્છા પ્રમાણે ચાલવાની છે.

ખરૂં જોતાં દરેક લોક થોડે કે ઘણે અંશે લોકશાસન ભોગવવા લાયક છે. અયોગ્યતાના બાહુ " થી આપણે બ્હીવું જોઇએ નહિં " સદ્ગત મી. એન્સ્ટી કહી ગયા છે " કોઈ પણ પ્રજા સ્વતન્ત્ર સંસ્થા માટે નાલાયક છે એમ નથી. જો તમ્હે સંપૂર્ણ યોગ્યતાની આશા રાખશો, તો સ્વતન્ત્ર સંસ્થાઓ સ્થાપતાં પહેલાં દુનીયાનો છેડો આવશે; પણ તમ્હારે દુનીયા છે તેવી ગણવી જોઇએ; કોઇ પ્રજા એવી અજ્ઞાન નથી કે પોતાની જરૂરીઆત જાણતી ન હોય: કોઈ પ્રજા એવી ગરીબ નથી કે પોતાની માલકીના હકો સંપૂર્ણ રીતે કેળવવા તલસતી ન હોય; અને તેથી કોઈ પ્રજા એવી નથી કે પોતાની જરૂરીઆતો અને લાભ સંબંધી હક રજુ કરવા માટે નાલાયક હોય. "

લોકોમાં એ પણ એક ખ્યાલ સ્પષ્ટ થવો જોઇએ કે બધાં રાજ્યનો આધાર લોકોની મરજી પર છે; રાજ્યનું અસ્તીત્વ તે સમગ્રની લોકની સહાનુભૂતિથીજ ટકે છે. સર વીલીયમ ટેમ્પલ—એક અરાઢમાં સૈકાને અંગ્રેજી વિદ્વાન—લખી ગયો છે કે " દરેક રાજ્યતન્ત્ર લોકોની સમ્મતી અથવા તો તેમાંના મ્હોટામાં મ્હોટા અને જબરામાં જબરા વિભાગ પરજ ઉભું રહે છે. " કારણ એ છે કે, રાજ્યતન્ત્ર ચલાવનાર હમેંશા થોડા હોય છે;

અને લોકોની સંખ્યા પ્રમાણુમાં ઘણીજ મોટી હોય છે; અને લોકોનો અભિપ્રાય બદલાતાં, ગમે તેવું રાજ્યતન્ત્ર પણ નિર્બલ બની રહે છે.

(**આ**) જે લોકને રાજ્યતંત્ર ચલાવવું હોય તો ત્હેમણે અભિપ્રાય બાંધવો જોઇએ અને દર્શાવવો જોઇએ. આ અભિપ્રાય સારી રીતે બંધાય અને દર્શાવાય તે માટે કેટલાંક સાધનો તે લોકોમાં હોવાં જોઇએ અને આ સાધનો ન હોય તો લોક સર્વસત્તાની અધિકારી મહાવ્યકિત છે એવું ભાન સદાયે સતેજ રહેતું નથી; અને જાહેર મત કેળવવાની જોખમદારી કોઇને માથે રહેતી નથી.

પ્રજામત બરોબર અને સતત કેળવવાનું અને દર્શાવવાનું મુખ્ય સાધન સ્વતંત્ર અને સબળ છાપાંઓ છે. ત્હેના વિના, રાજકીય વિષયની માહિતી નથી મળતી એટલુંજ નહિં, પણ દરેક વિષય વિષે જુદા જુદા શા શા અભિપ્રાયો છે તે જાણવાની સામાન્ય વર્ગને તક મળતી નથી.

છાપાંઓની સ્વતંત્રતાપર મૂકાતો અંકુશ હંમેશા હાનીકારકજ નીપજેછે. તેથી લોકો કેળવાતા નથી એટલુંજ નહિં, પણ અંકુશોથી ધુંધવાય છે; ન પ્રગટ કરવા દેવામાં આવતા અભિપ્રાયો ઉંડું ઘર કરે છે અને બહાર પડવાને અસ્વભાવિક, અને ભયંકર માર્ગો ખોળેછે.

છાંપાઓપર અંકુશો મુકાય તો અંકુશ મુકનારના અભિપ્રાય ઉપર લોકો આગળ કયા અભિપ્રાયો રજુ કરવા ત્હેનું મુનસફીપણું આવી રહે છે; સમગ્ર લોકસમૂહના અભિપ્રાયનું વાલીપણું થોડાક અકુંશ મુંકનાર પુરૂષો પોતાના હાથમાં લઇ લે તો જે સ્વાતંત્ર્ય લોકશાસનનો પાયો છે; તે જતું રહે છે. અભિપ્રાયો એકજ માગી થાય છે; અને પરિણામે થોડાક પુરૂષો પોતાના હાથમાં સત્તા કરી શકે છે. આ ઊપરાંત આવા અંકુશોથી રાજ્યતંત્ર ચલાવનારા અધિકારીઓ સ્વછન્દે પોતાનો કારભાર કરી શકે છે, અને પોતાની કાર્યપધ્ધતિ નિંદવાનો હક ધીમે ધીમે લોકો પાસેથી લઇ લેવા મથે છે. પરિણામે વર્ગશાસન ઊભું થાય છે, અને લોકશાસનનો વિનાશ થાય છે. માલીકે શું કહેવું તે જો વાણોતર નકકી કરે, તો માલીકની માલીકાઇ કયાં રહે ?

આપણા દેશમાં છાપાંઓપર જીવલેણ અંકુશો મૂકવામાં આવ્યા છે, કારણ કે અહિંયાનું રાજ્યતંત્ર અમલદાર વર્ગના હાથમાં છે;

અને તે વર્ગ પોતાનાપર કરેલી ટીકા સહન કરવાને સદાયે અશક્તજ હોય છે તે સર્વમાન્ય અનુભવ છે. અને ગમે તેવું પ્રજાસત્તાક રાજ્યતંત્ર આ દેશમાં દાખલ કરવામાં આવે તોપણ જ્યાં સુધી અંકુશો રહ્યા છે ત્યાંસુધી લોકશાસનનો ખરો સંચાર અહિંયા થવાનો નથી.

લોકોની સત્તાનો આધાર અને ત્હેમની ઇચ્છાશક્તિ કેળવવા અને દર્શાવવાનું બીજું સાધન જોખમદાર નેતાઓ છે. સામાન્ય જનોને રાજકીય વિષયો વિષે લાંબો વિચાર કરવાનો, કે સિધ્ધાન્તો સમજવાનો વખત પણ નથી હોતો ને શક્તિ પણ નથી હોતી; અને તેથી રાજકીય બાબતોમાં મશગુલ રહેતા નેતાઓથી બધા લોકમાં રાજકીય અભિપ્રાયનું પ્રાબલ્ય આવી શકતું નથી. વળી રાજ્યકર્તાઓની ખોડ કહાડવી, ત્હેમની રાજ્યપદ્ધતિ સારેમાર્ગે દોરવી, ત્હેમના જુલમની સ્હામું થવું–આ બધું કાંઈ સામાન્ય જનથી બની શકતું નથી, અને તેટલા માટે પ્રજાના પ્રીય, અને સત્તાધિશોને પણ ડરાવે એવી વ્યક્તિઓ લોકશાસન સાચવવા ઘણીજ ઉપયોગી છે.

નેતાઓ અનેક પ્રકારના હોય છે. કેટલાક રાજકીય પ્રવૃત્તિના ઇજારદારો હોય છે, કેટલાક લોકપ્રિયતાના ભિક્ષુકો હોય છે. બન્ને પ્રકારના નેતાઓ લોકશાસનને ઉપયોગી થઈ પડતા નથી. પહેલા પ્રકારના નેતાઓ લોકના અભિપ્રાયને દર્શાવી શકતા નથી; બીજા પ્રકારના તે અભિપ્રાયને કેળવી શકતા નથી. પણ લોકોની ઇચ્છા, વલણ, ભાવના અને જરૂરીઆતો બરોબર સ્હમજવાં; જે અભિપ્રાયો અવ્યક્ત હોય ત્હેને વ્યક્ત કરીને, વલણ સારી દિશામાં ન હોય ત્હેને લાવી, જે ભાવના યોગ્ય હોય તે જનસમૂહ સમક્ષ મુકી, લોક, તરીકે ત્હેમની મહત્તાનું ભાન કરાવવું; લોકની મહત્તા અને જરૂરીઆતો સાધવા જોઇની ઇચ્છાશક્તિ ત્હેમનામાં પ્રબળ કરવી; પોતે તે અભિપ્રાય, તે ભાવના ની મૂર્તિ બની, લોકોમાં પ્રબળ થયેલી ઇચ્છાશક્તિને રાજકીય કાર્યક્ષેત્રતાં કર્તવ્યરૂપે પ્રગટ કરવી; આ ગુણો થોડે કે વધતે અંશે જ્હેનામાં હોય તે રાજ-લોકનું નાયકપદ લઇ શકે.

( ૬ ) હાલના રસાકસીના, તોફાનના, બરાડાના દિવસોમાં નેતાઓ થવાના ઉમેદવારો અનેક પ્રકારે લોકનું મનહરણ કરવા તૈયાર થાય છે; પણ જે લોકને શાસન બરોબર ચલાવવું હોય ત્હેમાં આ ઉમેદવારોમાંથી

યોગ્ય માણસ પસંદ કરવાની શકિત હોવી જોઇએ. નેતાઓની સત્તા લોકસત્તાક રાજ્યતંત્રમાં એટલી પ્રબળ હોય છે, કે ભૂલે ચુકે જો અયોગ્ય માણસ લોકોના વિશ્વાસને પાત્ર થાય, તો લોકનું જાહેર જીવન ભ્રષ્ટ અને પતિત થાય છે. એટલુંજ નહિં પણ આવા રાજ્યતંત્રનો આધાર લોકના પ્રતિનિધિઓપર રહેલો હોય છે; અને પ્રતિનિધિઓ કેવા ચુંટાય છે ત્હેનો આધાર ચુંટણી વખતે મત આપનારની શકિત ઉપર છે. આથી લોકોમાં, રાજકીય પ્રશ્નોનો પોતાની બુદ્ધિથીજ નિર્ણય કરવાની, મતના યોગ્ય ઉપયોગની કિંમત કરવાની, અને પોતાના અભિપ્રાય દર્શાવવા લાયક હોય તેવાજ ઉમેદવાર ના નિર્ણય કરવાની ટેવ લોકોમાં હોવી જોઇએ.

લોકશાસનને આપણે લોકોનું રાજ્ય કહીયે છીયે, પણ એક દૃષ્ટિબિન્દુએ તે વર્ગશાસન છે—લોકનિયુકત નેતાઓનું વર્ગશાસન છે. લોકતો માત્ર મત આપે; પણ તેમ્હનાં મન મેળવી થયેલા પ્રતિનિધિ પોતાની બુદ્ધિ પ્રમાણે રાજ્ય ચલાવે છે. ચુંટણી થાય છે, તે કાંઇ લોકો કહે તેમ કરનારા માણસો પસંદ કરવા નહિં પણ કયા માણસો લોકશાસન બરાબર ચલાવી શકશે અને લોકહિત જાળવી શકશે તે નકકી કરવા. ખરી સત્તા તો પ્રતિનિધિઓ ચલાવે છે. આવા પ્રતિનિધિઓનું વર્ગશાસન બીજા વર્ગશાસનના દોષથી વિમુકત છે; કારણ કે લોકો પ્રતિનિધિ સ્હેલાઇથી બદલી શકેછે અને પ્રતિનિધિને લોકની સંમત્તિ લેવા ચુંટણી વખતે આવવું પડેછે. લોકશાસન વર્ગશાસન છે—પણ લોકે નકકી કરેલા વર્ગનું. આ કારણથી આ વર્ગ પસંદ કરવાની શકિત, "યોગ્યતા પારખવાની યોગ્યતા" હોય તોજ ચુંટણી વખતે યોગ્ય રીતેં મત આપી શકાય છે. મત–વોટ–એ લોકના પ્રભુત્વનો સિકકો છે–રાજ્યતંત્રનો મુખ્ય આધારછે; અને કારણ સ્હમજ્યાવિના, નેતાની લાયકાતનો વિચાર કર્યા વિના, ધાકથી, શરમથી, લાંચથી, કે લોકખુશામતીયા ભાષણીઆના શબ્દ પ્રવાહમાં ખેંચાઇ મત આપવામાં આવે તો રાજ્યતંત્રને નુકશાન પહોંચે છે.

આ યોગ્યતા લોકોમાં પૂરપૂરી હોય નહિં ત્યાં મુધી લોકશાસન માટે આપણે લાયક નથી એમ જે કેટલાકનું કહેવું છે તે તદન ગેરવાજબી અને અનુભવથી વિરૂદ્ધ છે; અને આ કહેનારા ઘણે ભાગે આપણી રાજકીય અભિલાષાના દુશમનો છે. જ્યાં જ્યાં લોકશાસન દાખલ થયું છે, ત્યાં ત્યાં પહેલાં લોકમાંથી બે પાંચ ટકા જેટલા

ચુટનારાઓએ રાજ્યતંત્ર ચલાવ્યું છે; કેનેડાને જ્યારે લોકશાસન અપાયું ત્યારે ભાગ્યે આટલા ટકા પણ મત આપી શકે એવા હતા; અને હજુ પણ લોકસત્તાક રાજ્યતંત્ર ભોગવતા દેશોમાં મત આપનારાઓએ ઘણે ભાગે આવી યોગ્યતાનો અંશ પોતાનામાં કેળવ્યો નથી. અને આવું કહેનારા એકજ ભુલી જાય છે કે એવી યોગ્યતા અનુભવેજ પ્રાપ્ત થાય છે–મત આપતાંજ મત આપતાં આવડે છે.

**( ૩ ) અને ( ૪ )—લોકશાસનીય રાજ્યતંત્ર.** બીજા બધા શાસનો કરતાં લોકશાસનમાં એક લક્ષણ વધારે હોય છે. તે લક્ષણ તે કાયદાની સત્તા. એકશાસનમાં રાજાની સ્વેચ્છા, અને વર્ગ શાસનમા વર્ગનું હીત આ બે આગળ કશાનો હિસાબ રહેતો નથી; પણ લોકશાસન જેવા સમાનતા પર રચાયેલા શાસનમાં કોઇનો વધતો ઓછો હિસાબ પડતો નથી, પણ બધાનો હિસાબ નિયમાનુસારજ પડે છે. મ્હોટા અને ન્હાના બધાને એકજ રીતે જવાબ આપવો પડે છે.

કાયદાની સર્વમાન્ય સત્તાથીજ લોકશાસન ટકી રહેછે એમ કહીએ તો ખોટું નહિં. કારણ કે, બીજા શાસનો ચલાવવામાં કેટધીક થોડી વ્યકિતનો લાભ સમાયો હોવાથી તેઓ ખપ પુરતા નિયમો, ન્યાય, તેમજ કાર્યસાધકતા ઉભાં કરી શકે છે; પણ લોકસમૂહ અનેક જુદા, છુટાં, છવાયાં અંગોનો બનેલો હોવાથી તેટલી સ્હેલાઇથી લોકસત્તાક રાજ્યતંત્રમાં તેમ બનતું નથી. કાયદાને સર્વોપરી સત્તા અર્પવાથી આ મુશ્કેલી ઘણે ભાગે દૂર જાય છે; કારણ કે નિયમ, ન્યાય, અને કાર્યક્ષેત્રો કાયદો પહેલેથીજ ઘડીને તૈયાર રાખે છે. આ કાયદાની સત્તા ઉભી કરવા અને સાચવવા માટે (૧) કાયદા ઘડનાર ધારાસભા (૨) કાયદો અમલમાં મૂકનાર કારોબારી અધિકારીઓ (૩) કાયદાનું સ્પષ્ટિકરણ કરવા અને ત્હેનો ભંગ કરનારને શિક્ષા કરવા ન્યાયાધિકારીઓ જોઇએ.

## ધારાસભા.

ધારાસભાની સંસ્થા લોકશાસનનો મુખ્ય સ્તંભ છે. એ લોકના પ્રતિનિધિઓની બને છે; લોકમતને પ્રતિબિમ્બિત કરે છે; લોકને નામે ત્હેમાં રહેલા સંપૂર્ણ અધિકાર ભોગવેછે. એના કાર્યક્ષેત્રમાં નીચેના વિષયો આવે છે:—

૧ કાયદા અને રાજ્યપદ્ધતિ ઘડવાં.

૨ કાયદા અને રાજ્યપધ્ધતિ અમલમાં મુકનાર અધિકારીઓને નીમવા તથા રજા આપવી.

૩ રાજ્યતંત્ર ચલાવવા જોઇતો પૈસો ભેગો કરવા કાયદેસર કર નાંખવા.

૪ અને ભેગો કરેલો પૈસો અધિકારીઓને ખરચવા માટે આપવો.

ધારાસભાનું મુખ્ય લક્ષણ એ છે કે હેના સભ્યો લોકના ચુંટેલા હોવા જોઇએ. લોકશીવાય બીજા કોઇપણ માણસ કે વર્ગનો જો તે ચુંટણીમાં હાથ હોય તો તે સભા લોકશાસન નું અંગ નથી પણ તે શાસન પર જકડેલી લોખંડની બેડી છે; કારણ કે એવી સભાઓ રાજ્યતંત્ર ને લોકસત્તાના શોભા અર્પેછે પણ તે સત્તાને ખરી રીતે કચરી નાંખવાનું મુખ્ય સાધન બને છે. આપણી હિન્દી ધારા સભામાં ઘણે ભાગે ચુંટાયલા સભ્યો નથી, એટલે તે લોકસત્તાને જાળવી શકતી નથી એટલુંજ નહિં, પણ ઘણી વખત ચુંટાયેલા સભ્યોને નામે અનેક રીતે તે સત્તાને દાબી દેછે.

ચુંટાયેલી ધારાસભામાં લોકમતનું પ્રતિબિમ્બ પડેલું રહે તેમાટે થોડે થોડે વર્ષે હેના સભ્યોની ફરીથી ચુંટણી કરવામાં આવે છે; અને કારોબારી સત્તાધિશોને એમ લાગે કે ધારાસભામાં આવું પ્રતિબિમ્બ પડતું નથી તો હેને ધારાસભા વિસર્જન કરવાનો હક આપવામાં આવે છે કે જેથી ફરીથી ચુંટણી થાય. અને લોકનું વલણ માલમ પડે. લોકશાસન એક પ્રકારનું લોકનિયુકત વર્ગશાસન છે એમ આગળ કહેવામાં આવ્યું છે. ચુંટણી તે વર્ગ નકકી કરવાનું સાધન છે; નરરત્નો પારખવા લોકમતનું આ પ્હેલું સમુદ્રમંથન છે. મન મેળવવા ઇચ્છા રાખનાર ઉમેદવારો લોક સમક્ષ આવેછે; પોતાની કારકીર્દીનો હિસાબ આપેછે; મ્હોટા રાજકીય પ્રશ્નો રજુ કરે છે; તે પ્રશ્નોપર વિચાર કરવાની, દર્શાવવાની, અને યોગ્ય પ્રતિનિધિ મારફતે તે પાર પાડવાની તક લોકને આપે છે.

ચુંટણીની શુદ્ધતાને માટે ઘણા કાયદાઓ કરવામાં આવેછે અને હેના ભંગ કરનારને શિક્ષા કરવામાં આવે છે. પણ આ શુદ્ધતાનો આધાર ઘણે ભાગે મતદાતાની નૈતિ બુદ્ધિ અને જાહેર જુસ્સાપરક રહે છે. સામાન્યરીતે મત આપવાનો અધિકાર દરેક પુખ્ત ઉમર ના માણસને આપવો જોઇએ; છતાં વ્યવહારીક દૃષ્ટિએ એવામાંના જે

લખી વાંચી જાણે કે કર આપતા હોય તેજ એ અધિકાર આપવામાં આવે છે. પણ રખેને મતદાતા ઉંધેરસ્તે પોતાના અધિકારનો ઉપયોગ કરે એવા ડરથી જો આ હક ઉંચી લાયકાત ધરાવનારજ આપવામાં આવે તો મતદાતાની સંખ્યા ઘણી ન્હાની થઈ જાય છે અને પરિણામે લોકહિત જોઇએ તેવું સચવાતું નથી. આ કારણથી મત આપવાનો અધિકાર જેમ બને તેમ વધારે લોકને મળી શકે એવુંજ લાયકાતનું ધોરણ નકકી કરવામાં આવેછે.

લોકસત્તાક રાજ્યતંત્ર હોય ત્યાંના જાહેર જીવનમાં ઘણું ખરૂં બે અથવા તેથી વધુ પક્ષ પડી જાય છે. દરેક પક્ષ પોતાની કાર્યપધ્ધતિ નકકી કરેછે-દરેક ઠેકાણે પોતાના પ્રતિનિધિઓ ને ઉમેદવાર તરીકે આગળ કરેછે. એમ માનવામાં આવેછે કે જ્યાં સુધી જાહેર-જીવનમાં પક્ષો નથી હોતા ત્યાંસુધી લોકશાસન બરોબર ચાલતું નથી. સ્હામા સ્હામી પક્ષો હોવાથી દરેક બીજા કરતા સવાયું કરી બતાવવા મથે છે; દરેક પક્ષને સ્હામા પક્ષની ટીકાનો ભય લાગે છે; અને બન્ને પક્ષની રસાકસીથી મત આપનારને દરેક વિષય પર પૂરેપૂરો વિચાર કરવાની તક મળેછે. આવા પક્ષોને લીધે ધારાસભામાં પણ બે પક્ષો રહે છે; અને એક બીજાની ભૂલ કહાડવા સદાયે તત્પર હોવાથી રાજ્ય-તંત્ર ચલાવનારો પક્ષ ઘણીજ સાવચેતીથી અને જોખમદારીથી કામ લેછે. વિલાયતના જાહેરજીવનનો ઇતિહાસ તે બે મ્હોટા પક્ષોનોજ ઇતિહાસ છે એમ કહીયે તો ચાલે; અને આ પક્ષોને લીધેજ ત્યાંનો કારભાર સારો ચાલે છે એમ માનવાને પણ સબબ કારણ મળે છે.

ઘણા ખરા લોકશાસનમાં ધારાસભાના બે વિભાગ અથવા ખંડ રાખ-વામાં આવે છે; દરેક ખંડ એક સ્વતંત્ર સભા તરીકે ગણાય છે; અને દરેક કાયદાને બન્ને ખંડની સંમત્તિ મેળવવી પડે છે. આવી બે ખંડી ધારાસભા હોવાથી કાયદો ઉતાવળે પસાર થતો નથી એટ-લુંજ નહિં પણ લોકોને પોતાનો અભિપ્રાય દર્શાવવાની સારીક મળેછે. વળી, લોકલાગણી જો એક તરફ દોરવાઇ ગઈ હોય તો કાયદો બન્ને ખંડમાં પસાર થાય એટલામાં ત્હેને શાન્ત પડવાનો વખત મળે છે.

ઇંગ્લાંડની ધારાસભા આ પ્રમાણે બે ખંડી છે. પહેલા ખંડ-હાઉસ ઓફ્ કોમન્સ-આમની સભા-માં ૭૦૭ સભ્યો છે, જે શહેરો

અને જીલ્લાઓના મતદાતાઓ છુપી ચીઠીથી ચુંટેછે. આ સભા કાયદાપ્રમાણે સાત વર્ષજ ટકી શકે છે; પણ ખરૂં જોતાં તો તે પહેલાં કારોબારી મંડલ ત્હેને વિસર્જન કરેછે, અને લોકનો મત નકકી કરવા નવી ચુંટણી કરેછે. ચુંટણી વખતે દેશના જાહેરજીવનમાં થઇ રહેલા બે મ્હોટા પક્ષો વચ્ચે સખત રસાકસી ચાલે છે; અને જે પક્ષના સભ્યો આ સભામાં ચુંટાઇને વધારે જાય છે ત્હેના નેતાઓ રાજ્યતંત્ર ચલાવે છે.

બીજો ખંડ અમીરની સભાનો છે. આ ખંડ પહેલા ખંડના સરખો ગણાય છે ખરો પણ ખરૂં જોતાં સત્તામાં તે પહેલાથી ઘણોજ ઉતરતો છે. દરેક કાયદો પસાર થાય તે પહેલાં આ ખંડની સંમતિ મેળવવી જોઇએ, પણ આમની સભાનો મત જો મકકમ હોય તો આ ખંડ તે માન્ય રાખે છે, અને સમાલોચના કરી માત્ર સુધારો વધારોજ કરેછે.

અમેરીકાના યુનાઇટેટ સ્ટેટસમાં દરેક સંસ્થાનમાં બે ખંડ છે: સેનેટ અને પ્રતિનિધિનો ખંડ. અને તેજ પ્રમાણે તે દેશના મધ્યસ્થ રાજ્યતંત્રમા પણ ૯૦ સભ્યોની સેનેટ અને ૩૫૭ સભ્યોનો પ્રતિનિધિ-ખંડ રાખવામાં આવ્યો છે.

દરેક સંસ્થાનની ધારાસભા ૨ સભ્યો મધ્યસ્થ સેનેટમાં મોકલે છે, અને દરેક સભ્ય ૭ વર્ષસુધી પોતાનો હોદ્દો ભોગવેછે. દરેક બબ્બે વર્ષે સેનેટનો $\frac{1}{3}$ ભાગ ફરી ચુંટાયછે. પ્રતિનિધિખંડના સભ્યો બે વર્ષને માટે લોકો બારોબાર ચુંટી કહાડેછે. આ ખંડ પોતાનો પ્રમુખ ચુંટે છે; આ પ્રમુખ દરેક કાર્ય માટે કાર્યવાહક મંડલ નીમે છે; અને આ મંડલ પોતાના ક્ષેત્રમાં ઘણી ખરી સત્તા ભોગવે છે અને ખંડપાસે દરેક ઠરાવ લઇ જાય છે.

ઑસ્ટ્રેલીયામાં બેખંડી ધારાસભા છે. સેનેટમાં દરેક પ્રાન્ત ૬ સભ્યો ૬ વર્ષ માટે નીમે છે. પ્રતિનિધિખંડમાં દરેક પ્રાન્ત ઓછામાં ઓછા ૫ સભ્યો મોકલેછે. બધા લાયક ઉમરના શખ્સો આ સભ્યોની ચુંટણી કરેછે.

કેનેડાનો સેનેટમાં ૮૭ સભ્યો છે જે ત્યાંનો ગવર્નર જનરલ નીમેછે. ત્યાંનો બીજો ખંડ "હાઉસ ઑફ કોમન્સ" ને નામે ઓળખાયછે ત્હેમાં ૨૨૧ સભ્યોછે, અને તે ખંડ પાંચ વર્ષે ફરીથી ચુંટાય છે.

હિન્દની હાલની ધારાસભા ખરી રીતે જોતાં પ્રબળ અધિકારી વર્ગ-શાસનનું અંગમાત્ર છે; તે વર્ગના અધિકારીઓને પોતાના વિચારો

જાહેરમાં મૂકવાની તક આપવા માટેજ રચાયેલી છે. એટલુંજ નહિં પણ લોર્ડ ચેમ્સફર્ડ અને મી. મૉન્ટેગ્યુની યોજના પ્રમાણે જે ધારાસભા ઉભી કરવામાં આવનારછે તે લોકશાસનની કસોટીએ ચ્હડાવતાં માત્ર ઠીઠાંરૂપજ છે. લોકસત્તાક ધારાસભાનો માત્ર ઘાટ છે—બંધારણ બધું અંગ્રેજી વર્ગશાસનને જોઇતું છે, અર્થાત્ લોકલાભને રૂચતું નથી. રાજ્યસભામાં અમલદાર નિયુકત સભ્યો વધારે; અને ધારાસભામાં ચુંટેલા સભ્યો વધારે, ત્યારે ત્હેમની પાસે નાણાંનો કે અધિકારી નીમવાનો કે ખસેડવાનો હક નહિ ! ન્હાના છોકરાને રમવા માટે પતરાંની નિર્દોષ મોટર આપવામાં આવે તેવાં જ પ્રકારની કાંઈ આ ધારાસભા કહેવાય. આ યોજના પ્રમાણે પ્રાન્તની ધારાસભામાં કાંઇક લોકસત્તા છે ખરી, તે સભા બેખંડી નથી એ મ્હોટી ખોડ ત્હેમાં રહી ગઇ છે.

## કારોબારી અધિકારી મંડલ.

કાયદા કરવા એ શાસનનો જરૂરી વિભાગ છે, પણ કાયદા અમલમાં મૂકવા તે શાસનનું સત્વજ છે. કાયદા ગમે તેવા સારા હોય, પણ જયાંસુધી અધિકારી વર્ગ ત્હેનો અમલ કરે નહિં ત્યાંસુધી તે પોથીમાંના રીંગણાંથી વધારે ઉંચી પંક્તિમાં આવી શકતા નથી. આપણે જોઇએ છે કે જ્યાં વર્ગશાસન હોય ત્યાં—દાખલાતરીકે હિન્દમાં—ધારાસભા ગમે તેવા ઠરાવ કરે તોપણ અધિકારીને તે બંધનકર્તા નથી; તે ચ્હાયે ત્યારે ત્હેની અવગણના કરી શકે છે. લોકશાસન નીરાંતે ટકી શકે તેમાટે અત્યંત જરૂરનું તો એજ છે કે અધિકારી વર્ગપર લોકની સત્તા સંપૂર્ણ જોઇએ; અને તે વર્ગનો હિસાબ લેવાનો અધિકાર લોકમાંજ હોવા જોઇએ. આ નિયમનો જરાપણ ભંગ થતાં અધિકારી વર્ગ સત્તા એક હાથે કરી લોકશાસનની ઘોરે ખોદવા બેસી જાય છે.

આ કારણને લીધે લોકશાસનમાં અધિકારી વર્ગના મુખ્યનું જે કારોબારી મંડલ(Executive) હોય ત્હેનો અને લોકોનો સંબંધ સારી રીતે જળવાવો જોઇએ. આ સંબંધ જાળવવા માટે અનેક રીતે કારોબારી મંડલ નીમવામાં આવે છે.

(૧) લોકો એક કારોબારી સત્તાનો મુખ્ય અધિકારી પ્રેસીડેન્ટ ચુંટે છે; અને તે ધારાસભાની મદદથી, તેમજ ત્હેણે નિમેલા મંત્રીઓ વડે કારભાર કરે છે. આથી આ અધિકારી–પ્રમુખ લોકોનોજ પ્રતિનિધિ હોય છે; અને ધારાસભાની દેખરેખ નીચે કામ કરેછે. આ રીતે લોકશાસનમાં પણ કાર્યસાધતકા સચવાયછે—કારણ કે પોતે હોદ્દો ભોગવે ત્યાંસુધી પ્રમુખનું ઘણે અંશે એકશાસન ચાલે છે.

યુનાઇટેડ સ્ટેટ્સના લોકશાસનમાં અધિકારી વર્ગ આપ્રમાણે નીમાય છે. પહેલાં, દરેક સંસ્થાનના મતથી ચાર વર્ષને માટે પ્રમુખ નીમાયછે;

સેનેટ જો કબુલ કરે તો દરેક મ્હોટો અધિકારી નીમવાની સત્તા ત્હેના હાથમાં રહે છે; અને ધારાસભા—કૉંગ્રેસની–સત્તા ત્હેનાપર ચાલતી નથી, એટલુંજ નહિં પણ જો ધારે તો કૉંગ્રેસના અભિપ્રાય વિરૂદ્ધ પોતે કારભાર ચલાવી શકે છે.

(૨) કારોબારી મંડલ નીમવાનો બીજો રસ્તો ઇગ્લાંડે સ્વીકાર્યો છે તે છે. પાર્લામેંટની ચુંટણી થાય ત્યારે હાઉસ ઑફ કૉમન્સમાં જે પક્ષના સભ્યો વધારે હોય, તે પક્ષના આગેવાનને રાજા બોલાવી મુખ્ય પ્રધાન તરીકે નીમેછે; અને તે મુખ્ય પ્રધાન પોતાના પક્ષના આગેવાનોમાંથી બીજા મંત્રીઓ પસંદ કરી નીમે છે. બધા મંત્રીઓ ધારાસભા––પાર્લામેંટમાં બેસેછે; ત્યાં એમને જબાબ આપવા પડેછે; ત્યાં પોતાની કાર્યપદ્ધતિ સ્પષ્ટ કરવી પડેછે, આથી ધારાસભા અને કારોબારી મંડલ વચ્ચે નીકટ સંબંધ સચવાયછે. એટલુંજ નહિ–પણ જો પાર્લામેંટને એ કારોબારી મંડલમાંથી કે ત્હેની રાજ્યપદ્ધતિમાંથી શ્રદ્ધા ઉડી જાય તો તેઓ "નિંદાનો ઠરાવ" લાવે છે અથવા કારોબારી મંડલે આણેલા ઠરાવની વિરૂદ્ધ મત આપેછે; અને સર્વમાન્ય ગણાયલી રીતી પ્રમાણે, એમ થતાં, કારોબારી મંડલને રાજીનામું આપવું પડેછે. આ પ્રમાણે ધારાસભા કારોબારી મંડલની સ્વામી થઇ રહેછે; અને અધિકારીના શાસનપર સખ્ત અંકુશ રાખી શકે છે.

આવા પ્રકારનાં કારોબારી મંડલથી ચલાવાતાં રાજ્યતંત્ર જવાબદાર ( responsible ) કહેવાય છે. ઑસ્ટ્રેલીયા અને કેનેડામાં બ્રીટીશ શહેનશાહ પોતાનો ગવર્નર જનરલ નીમે છે; અને તે, સંસ્થાનની ધારાસભાના આગેવાનોને કારોબારી મંડલમાં નીમેછે; અને ઘણે અંશે ત્યાંનું કારોબારી મંડલ પણ ઇંગ્લાંડની પદ્ધતિએ ચાલી, જબાબદાર થઇ રહ્યુંછે. હિન્દને માટે જે નવીયોજના ઘડવામાં આવી છે ત્હેમાં હિન્દી સરકારમાં તો 'જવાબદારી'નો સ્પર્શ સરખો પણ રાખવામાં આવ્યો નથી. પ્રાન્તમાં પણ જે વિષયો લોકસત્તાને સોંપવામાં આવ્યાછે ત્હેને માટે આવું 'જબાબદાર' કારોબારી મંડલ ઉભું કરવામાં આવનારછે; પણ ત્હેમાં મુખ્ય ખોડ એ છે કે પહેલેથીજ જબાબદાર મન્ત્રીઓને ધારાસભાને આધીન બનાવ્યા નથી. આથી પહેલાં પાંચ વર્ષના મંત્રીઓ ધારાસભાના જવાબદાર અધિકારી થવાને બદલે હિન્દી અધિકારી વર્ગશાસનના અંગ થઇ રહેશે.

(૩) ત્રીજો રસ્તો એ છે કે કારોબારી મંડલ લોકો નીમતા નથી, પણ રાજા નીમે છે; અને માત્ર ધારાસભા તો ત્હેનો બને તેટલો જવાબ લઇ શકે છે, પણ ત્હેને ખસેડી શકતી નથી. આનું પરિણામ એ આવે છે કે ધારાસભા જેટલે અંશે લોકમતના પ્રાબલ્યથી કારોબારી મંડલપર અસર કરી શકે તેટલીજ થાય છે. જર્મનીમાં લડાઇ પહેલાં શહેનશાહ ચાન્સેલર

નીમે છે; અને ધારાસભા ત્હેને ખસેડી શકતી નથી. એ ભાગ્યેજ લોકશાસન કહેવાય.

## ન્યાયાધિકારીએ

કાયદાની શુદ્ધતા સાચવવા લોકસત્તાક રાજ્યતંત્રમાં ન્યાયાસનની સત્તા અસ્પર્શ્ય રાખવી ઘણીજ જરૂરની છે; અને તેથી ધારાસભા તેમજ કારોબારી મંડલથી ન્યાયાધિકારીઓની સત્તા નીરાળી અને સ્વતંત્ર રાખવી જોઇએ. જો એમ ન રાખવામાં આવે તો કયાં તો ન્યાયાધિશો કારોબારી મંડલના હાથમાં રમકડાં થઇ રહે કે કયાં તો લોકના અભિપ્રાયના પ્રવાહમાં તણુખલાંસમાં ખેંચાઇ જાય.

## સ્થાનિક સ્વરાજ્ય.

લોકસત્તાક રાજ્યતંત્રનો એક સિદ્ધાન્ત મ્હોટો એ છે કે રાષ્ટ્રીય કાર્ય સાધકતાંને જરૂરી ન હોય તે બધી સત્તા રાજ્યતંત્રે પોતાના હાથમાં રાખવી નહિં. આ હેતુ પાર પાડવા ગામ અને શહેરની આંતરવ્યવસ્થા ન્હાની લોકસત્તાક સંસ્થા જેવી કે મ્યુનીસીપાલીટી, ત્હેની મારફતેજ કરવી. આથી મધ્યસ્થ રાજ્યતંત્રને માથે બોજા રહે નહિં; અને ન્હાની વસ્તુમાં જેટલું સુખ ન્હાની, પાસે રહેલી સંસ્થા આપી શકે તેટલું દૂર, રહેલું રાજ્યતન્ત્ર આપી શકે નહિં.

## ઉપસંહાર.

યુગધર્મની કાંઇક રૂપરેખા ઉપર આ લેખવામાં આવી છે છતાં ત્હેનાં અનેક રૂપે, રૂપાન્તરો, ત્હેની રચના અને ત્હેનો વિકાસ એવિષયો વિશાળ છે—અને ટુંકામા કરેલું આ લેખન સદાય અપૂર્ણ રહીજ જાય છે. લોકશાસનના પણ વિરોધીઓ છે—ત્હેમાં પણ દૂષણો છે. લોકશાસન કાર્ય સાધન સાધવી સ્હેલ નથી અને સમગ્ર જનસમાજને એથી વ સુખ મળે છે ખરૂં પણ શુધ્ધતા, સંસકારિતા, કલા, સાહિત્યના ઉ આદર્શોનો વિનાશ થવા લાગે છે; એ આદર્શો એક કે વર્ગશાસન ક્ષેત્રોમાં પ્હેલાં અને વધારે પ્રદલી થતાં જોવામાં આવે છે? પણ આદર્શો જશે અને વિચારી પાછા પડવાનો આ સમય નથી. લોકરૂ આગળ વધે છે; લોકશાસન બધ્ધે પ્રવર્તતું જાય છે. કોઇના શોકને મ કોઈ આદર્શ માટે તે થોભે એમ નથી.

હિન્દમાં પણ લોકસત્તાની ગજ ના સંભળાય છે. આ પુરાણી પુ ભૂમિની મહા પ્રજા આ યુગધર્મ સ્વીકાર્યો છે; અને તે સ્વાકારનો મં ધ્વનિ દેશ દેશે થવા લાગ્યા છે. આર્યાવર્તનો સદાયે જયવારો છે—ભૂ કાલમાં હિન્દુ ધર્મ રૂપે—વર્તમાને હિન્દી સામ્રાજ્ય રૂપે અને ભવિષ્ય હિન્દી લોક રૂપે.

ઇતિ.